



બાલજીવન પુસ્તકમાળા—પુસ્તક—૭

# આનંદધારા

## ભાગ ૨

બાળકો માટે વાર્તાઓનો સચિત્ર સંગ્રહ



સંયોજક
રમણલાલ નાનાલાલ શાહ



કિમ્મત ૦-૭-૦

સોલ એજન્ટ
મેસર્સ કસનદાસ નારણદાસ એન્ડ સન્સ.
બુકસેલર્સ—સુરત.

બાલજીવન પુસ્તકમાળા–પુસ્તક–૭

# આનંદધારા

## ભાગ ૨

બાળકો માટે વાર્તાઓનો સચિત્ર સંગ્રહ

—:પ્રયોજક:—

રમણલાલ નાનાલાલ શાહ

તંત્રી–બાલજીવન

સં. ૧૯૮૪ ] [ આવૃત્તિ ૨ જી

:પ્રકાશક:

કરસનદાસ નારણદાસ બૂકસેલર

નાણાવટ—સુરત

બાલજીવન પુસ્તકમાળાનાં
પુસ્તકો

(૧) વસંત
(૨) સ્વામિભક્ત સુરપાળ
(૩) બાલગીત મંજરી
(૪) અમારી વાર્તાઓ
(૫) આનંદધારા ભાગ ૧. ૦-૪-૦
(૬) અમારી બીજી વાર્તાઓ ૦-૮-૦
(૭) આનંદધારા ભાગ ૨ ૦-૮-૦
(૮) આનંદધારા ભાગ ૩ ૦-૯-૦
(૯) સરોવરની સુંદરી ૦-૨-૦
(૧૦) આનંદધારા ભાગ ૪ ૦-૯-૦
(૧૧) અમારી ત્રીજી વાર્તાઓ ૦-૧૨-૦
(૧૨) આનંદકુંજ ભાગ ૧ ૦-૯-૦

સુરત—ચઉટાના પુલ ઉપર 'શંકર' પ્રીન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ
લક્ષ્મણરાવ નીકમે છાપ્યું, અને કરસનદાસ નારણદાસ
બૂકસેલરે, નાણાવટ, સુરતથી પ્રકટ કર્યું.

# આ ચોપડી સંબંધી થોડુંક

બાલજીવન કાર્યાલયનું આ સાતમું નાનકડું પુસ્તક છે. બાલજીવનમાં આવી ગયેલી સારીસારી સચિત્ર વાર્તાઓનો સંગ્રહ એમાં છે. રૂપરંગમાં તેને ભપકાદાર, તથા બાલકોને જોતાં જ ગમે એવી બનાવવા શક્ય પ્રયત્ન કર્યો છે તે ચોપડી જોતાં જણાશે. ચિત્રોવાળી ચોપડીઓની કિમ્મત હમેશાં સ્હેજ વધુ રહે છે ને તે હિસાબે આ ચોપડીની આઠ આનાની કિમ્મત વધારે ગણાશે નહિ એમ મારૂં માનવું છે.

આવી વાર્તાઓની ખરી પરીક્ષા કરનાર તો બાલકો જ હોઈ શકે. બાલકો સાથેના મારા રોજના ગાઢા પરિચય ઉપરથી એમ ખુશીથી કહી શકાય કે આમાંની વાર્તાઓ બાલકો હોંશથી વાંચશે. એકલી Fairy Tales આમાં નથી. હિંદુ, મુસ્લીમ, પારસી કે બીજી કોઈપણ કોમનાં બાલકો આ ચોપડીમાંથી પોતાના શોખને અનુકુળ વાર્તાઓ મેળવી શકે એ મુદ્દો મેં ખાસ લક્ષમાં રાખી ચોપડીની ગોઠવણ કરી છે.

અને નદીનો પ્રવાહ કોઈક સ્થળે છીછરો, કોઈક સ્થળે ઉંડો, કોઈક સ્થળે સાવ સાંકડો, તો કોઇક સ્થળે પહોળો રહેવાનો જ. આનંદધારાનું પાન કરનાર બાલવાચકોને પણ આ નાનીમોટી વાર્તાઓનો એવો જ અનુભવ થવાનો. પરન્તુ જેમ નદીનું પાણી ગમે તે સ્થળેથી પીઓ છતાં ઠંડક ને શાંતિ તો સરખી જ મળે છે, તેમ ગમે ત્યાંથી ગમે તે વાર્તા વાંચો,–બધેથી આનંદ તો સરખો જ મળશે.

વડોદરા
૧૯૮૨ નવું વર્ષ

રમણલાલ નાનાલાલ શાહ

## બીજી આવૃત્તિ સંબંધી

આ ચોપડીની પહેલી આવૃત્તિ એક જ વર્ષમાં ખલાસ થઈ ગઇ હતી. તે પછી આજ સુધી તેની માગણી ચાલુ હતી પણ તેની બીજી આવૃત્તિ કાઢવા અવકાશ નહોતો. શ્રી. કરસનદાસ નારણદાસની માગણી ઉપરથી આ બીજી આવૃત્તિની નકલો તેમને કાઢવા દેવા મેં કબુલ્યું છે. એટલે તે આજ બાલપ્રજા સમક્ષ રજુ થઈ શકે છે. 'આનંદધારા'ના ૧લા ભાગની બીજી આવૃત્તિ તૈયાર કરવાની વ્યવસ્થા પણ ચાલુ હોઇ તે પણ બહાર પડવાની તૈયારીમાં છે.

૧૯૮૪
હોળી

પ્રયોજક

# આ ચોપડીમાંની વાતોની યાદી


| | | |
|---|---|---|
| ઊંટવૈદું | હરિલાલ પ્રભુલાલ છાયા, બી. એ., એલએલ. બી, | ૫ |
| ભેંસ અને ઉંદર | રણછોડજી હ. શાહ, બી. એ. ... ... ... | ૭ |
| બાપાનો ઘોડો | ,, ... ... ... ... | ૮ |
| શું લઈ ગયો ? | સૌ. લલિતા દેસાઇ ... ... ... ... | ૯ |
| લાલો અમથો લોટે કે ? | છુમંતર ... ... ... ... ... | ૧૦ |
| અદેખાઇની આગ | સુદર્શન ... ... ... ... ... | ૧૧ |
| મહેનતનો બદલો | ,, ... ... ... ... ... | ૧૨ |
| અવળચંડી | હરિલાલ પ્ર. છાયા, બી. એ. એલએલ. બી. ... | ૧૩ |
| અડવાની અક્કલ | અંબેલાલ મ. દેસાઈ ... ... ... | ૧૭ |
| ચાંદ ઉગ્યો પણ ચાંદમીયા ન આવ્યા | ... ... ... ... ... | ૨૪ |
| અલાદ્દીનનું જાદુઈ ફાનસ | ભાનુ ... ... ... ... ... | ૨૫ |
| થોડું થોડું બધું ! | છુમંતર ... ... ... ... ... | ૩૩ |
| નીમકહલાલ નોકર ! | ,, ... ... ... ... .. | ૩૪ |
| લુટારો બન્યો ! | રણછોડજી હ. શાહ, બી. એ. .. ... | ૩૫ |
| સંતોષી નર સદા સુખી | ,, ... ... ... ... | ૩૬ |
| કંથડ કાકાની નવી વહૂ | છુમંતર ... ... ... ... | ૩૭ |
| બીરબલની ચાલાકી | રમણલાલ નાનાલાલ શાહ ... ... | ૩૮ |
| કુતરાં બીલાડાં ને ઉંદરો | ભાનુ .. ... ... ... | ૩૯ |
| કંજુસની કરણી | પીલાં ભ. મકાતી ... ... | ૪૧ |
| વાર્તે રોજગાર | છુમંતર ... ... ... .. | ૪૮ |
| કોળીની કન્યા | સૌ. કંચન રમણલાલ ... ... ... | ૪૯ |
| સોહરાબ અને રુસ્તમ | રણછોડજી હ. શાહ, બી. એ. ... ... | ૫૭ |
| ઈરાની શાહજાદો | રણછોડજી હ. શાહ, બી. એ. ... ... | ૬૯ |
| મીયા બીબીના અબોલા | કરીમ મ. માસ્તર, એમ. એ., એલએલ. બી ... | ૭૬ |
| મીયાજીની યુક્તિ | શાંતિલાલ છોટાલાલ શાહ ... ... ... | ૭૮ |
| રૂપાની કુંચી | કમળાકાન્ત જેઠીયાવાળા ... ... ... | ૮૦ |

# આનંદ ધારા ભાગ ૨

## ઊંટવૈદું




ઈ એક ફકીરનો ઊંટ હમેશાં વગડામાં ઝાડ પાન વેલ વગેરેનો ચારો કરતો હતો. તે એક વેળા કોઠનાં પાંદડાં ચાવતાં આખું કોઠું ગળી ગયો. કમભાગ્યે કોઠું પેટમાં ઉતરી જવાને બદલે ગળામાં જ ઠસાઈ રહેવાથી ખાવા પીવાનું અટકી પડયું. બે દહાડામાં તો ગળું સુજીને ટેટા જેવું થઇ ગયું, અને ઊંટ મરવા પડયો.

બિચારો ફકીર એક જાનવરના રોગ પારખનારને કરગરીને તેડી લાવ્યો. આડોશી પાડોશી તથા આવતા જતા લોકો જોવા મળ્યા. પણ વૈદ્યને લાગ્યું કે ગળામાં કાંઇક ભરાઇ રહેવાથી આ સ્થિતિ થઇ છે. આથી દરદવાળા ભાગ ઉપર જરા તેલ માલિશ કરીને ઓચિંતો મુક્કો લગાવ્યો કે કોઠું ડબ દઇને બહાર નીકળી પડ્યું. થોડી વારમાં ઊંટ ખાતો પીતો ને હરતો ફરતો થઇ ગયો.

તમાશગીરોના ટોળામાં ભગલો હજામ પણ ઉભો હતો. તેણે મૂર્ખાઇથી ધાર્યું: "શું માણસ કે જાનવર, તમામનાં ગળાંનાં

દર્દો આમ જ મટતાં હશે. માટે લાવને, હું પણ વૈદું કરૂં ?" "માલાના મૂળગા ગયા" નો વંશજ ભગલો હજામ "ઓછું પાત્ર ને અદકું ભણ્યો" હતો. બાપ દાદાના ધંધામાં સારી પેદાશ હોવા છતાં પુરસદને વખત આડું દોઢું કામ કરીને કમાણી વધારવાની એ "અદક–પાંસળી" ને ઇચ્છા થતી હતી. એવામાં આ હુન્નર હાથ આવી ગયો ! એક જરી પુરાણા કબાટમાં નવી જુની ખાલી ભરેલી બાટલીઓ, ડબા, દાબડા, ખોખાં વગેરે ગોઠવીને પોતાના "હેર કટિંગ સલૂન" ની જોડમાં ગળાનાં તેમ જ બીજાં સઘળાં દર્દો દફે કરવાનું ચમત્કારિક દવાખાનું તેણે ખોલી દીધું.

બે ચાર દહાડામાં એકાદ લુવાણાનો છોકરો આવી લાગ્યો. "ભગલાભાઈ, મારી દાદીને ગળે કાળો વા નીકળ્યો છે. તે જરા તપાસીને દવા આપોને ? તમારી વિઝીટ ફી જે હશે તે આપીશું." ભગલો હજામ પોતાની કોથળી, જે ડાકટરની હેન્ડબેગની ગરજ પણ સારતી હતી, તે ખભે ભેરવીને તેની સાથે ચાલ્યો. ડોશીનું ગળું સુજીને ભીસ્તીની પખાલ જેવું ફુલી ગયું હતું. કાંઇ પણ "મીન મેખ" ન કરતાં ભગલાભાઇએ પોતાની સીસીમાંનું લપેટો લેવાનું તેલ મસળીને ગળા ઉપર એવી ઠોઠ મારી કે ડોશી તરત જ ફેસલ થઇ ગઈ ! બિચારા ભગલા હજામને ભોંય ભારે થઈ પડી.

આ ઉપરથી કોઇ અણઘડ આદમી સમજ્યા વિના કાંઇનું કાંઈ ઓસડ કરી મારે, એ ઉપચારને ઊંટવૈદું કહે છે.

---

## ભેંસ અને ઉંદર

એક વખતે એક ભેંસે ચાલતાં ચાલતાં રસ્તા ઉપર બેઠેલા એક ઉંદરની પુંછડી ઉપર ભૂલથી પગ દઈ દીધો. આથી ઉંદરને ઘણો જ ગુસ્સો આવ્યો. તે ભેંસના પગ આગળ જઇ ભેંસના પગની ખરી ઉપર બચકાં ઉપર બચકાં ભરવા લાગ્યો. જ્યારે આખરે ઉંદર કરડીને થાકયો ત્યારે ભેંસના કાન આગળ જઈ તેણે કહ્યું, કેમ? કેવાં બચકાં ભર્યાં છે! મારી પુંછડી પર પગ મુકતાં શરમ ન આવી? ભેંસને તો કંઇ ખબર જ ન હતી. એટલે ઠંડે કલેજે જવાબ આપ્યો, ઉંદર ભાઇ, મેં તમારી પુંછડીપર પગ મૂકયો તેની પણ મને ખબર પડી નહિ અને આપ મારા પગે કરડી કરડી થાકી ગયા તેની પણ ખબર પડી નહિ! આ સાંભળી ઉંદર છપાંચ ગણી ગયો. બીજું શું કરે, બિચારો?

---

# બાપાનો ઘોડો

એક દિવસે એક શેઠ પોતાનો ઘોડો તબેલામાં લઈ ગયા. તે વખતે ગાડીવાન બહાર ગયો હતો.

તેની નાની છોકરી ત્યાં રમતી હતી. શેઠે તેને પૂછ્યું, તારા બાપા ક્યાં ગયા છે, છોકરી ?

છોકરીએ જવાબ આપ્યો, મારા બાપા બજારમાં ગયા છે. હમણાં આવશે, બેસો.

શેઠે કહ્યું, જો તારા બાપા ઘેર આવે એટલે એને કહેજે કે મને મળી જાય, સમજી ? મને ઓળખે છે ને ? છોકરીએ બેધડક જવાબ આપ્યો, હા જ તો ! તમે મારા બાપની ગાડીમાં અને ઘોડા ઉપર રોજ બેસો છો; તે જ ને ?

———

# શું લઈ ગયો ?

હિંદની પશ્ચિમે અફઘાનિસ્તાન નામનો એક નાનો દેશ છે. નવસો વર્ષ પહેલાં ત્યાં મહમૂદ ગઝનવી નામનો એક પઠાણ રાજા રાજ્ય કરતો હતો. તે ઘણો બળવાન અને લોભી હતો. ધન એકઠું કરવાના ઉપાય તે શોધ્યા કરતો. તેને તે મળી પણ રહ્યું.

હિંદ ઉપર તેણે આક્રમણો શરૂ કર્યાં. હિંદ ત્યારે તો સંપત્તિવાન લેખાતું. અમેરિકા, ઇંગ્લૅન્ડ અને જાપાનની આજ જે સ્થિતિ છે તેવીજ તેની હતી. તેને લુંટી લુંટી મહમૂદે પોતાનો ખજાનો રેલમછેલ કરી નાખ્યો.

કેટલેક વર્ષે મહમૂદ માંદો પડયો. મૃત્યુ તેને નજીક લાગ્યું. તેણે પોતાના મંત્રીને બોલાવ્યો. તે બકવા લાગ્યો, "ભાઇઓ, મારી લૂંટેલી સઘળી સંપત્તિ મારી સામે લાવો. તેને જોયા પછી હું મરીશ." મંત્રિએ લૂંટેલાં ધનનો ઢગ કરાવ્યો. મહમૂદ કેટલીક વાર તેની સામે તાકી તાકીને જોઇ રહ્યો. એકાએક તે બેઠો થયો. તે બોલ્યોઃ "ભાઇઓ, આ પૃથ્વી ઉપર મનુષ્ય જન્મ લઈ મેં શું કર્યું ? હજારો આત્માઓને મેં રેંસી નાંખ્યા. નિરપરાધીઓની મેં હત્યા કરી. તે સઘળાનું ધન લૂંટી એકઠું કર્યું. લાખો આત્માને મેં દુભાવ્યા. પરંતુ હાય ! આ ધન–આ લૂંટેલી સંપત્તિ–આજ મારી સાથે આવવા તૈયાર નથી. અરે ! આજ હું એકલો જ જાઉં છું. લોકો ! મારા આ ચરિત્ર ઉપરથી ધડો લેજો. મારૂં આચરણ અનુકરણીય નથી."

આ તેના છેલ્લા શબ્દો હતા. તેની આંખ તે પછી મીંચાઇ ગઈ.

પૃથ્વીના પડઉપર ઘણા રાજાઓ થઇ ગયા ને થશે. પણ માલમિલ્કત કદી કોઇની સાથે ગઈ પણ નથી અને જવાની પણ નથી.

# લાલો અમથો લોટે કે ?

સાંજના પહોરે નિશાળેથી છુટીને છોકરાંઓ ઘેર જતાં હતાં. રસ્તામાં છોકરાઓના ટોળામાંથી એક છોકરો ચોપડીઓ જમીન-પર ફેંકીને પોતાની હાથે જ એક ઉકરડો હતો ત્યાં આળોટવા લાગ્યો. તેના દોસ્તદારોએ ઘણુંએ સમજાવ્યો કે, મૂર્ખા ! આ શું કરે છે ? ચાલ ઉઠ. પણ તેણે માન્યું નહિં ને પડી જ રહ્યો.

બધા છોકરાઓ વ્હેલા વ્હેલા પેલા છોકરાની માતાને ત્યાં દોડયા અને તેને સમાચાર આપ્યા કે તારો લાલો ( છોકરાનું નામ લાલચંદ હતું ) ઉકરડા પર આળોટે છે. ઉઠાડીએ છીએ તો પણ નથી ઉઠતો. જાઓ જલદી ત્યાં ! માએ છોકરાંઓને ટાઢાં પાડયાં અને વિદાય કર્યાં. તે બરબડવા લાગી કે મારો લાલો લાભ વગર લોટે નહિં. જોઇએ, શું થાય છે.

એટલામાં ધૂળથી ખરડાયલો લાલો ઘેર આવ્યો અને અંદર જઇ માના હાથમાં એક કિંમતી હીરાની વીંટી મૂકી. ઉકરડામાં એ વીંટી પડી હતી. જો બધા છોકરાના દેખતાં વીંટી ઉપાડે તો દરેકને ભાગ આપવો પડે. આથી લાલો ત્યાં લોટી પડયે અને યુકિતથી બધાં છોકરાંને દૂર કરી વીંટી લઇ તે ઘેર આવ્યો હતો. લાલાની ચાલાકી જોઇને તેની માએ કહ્યું, સાબાશ દિકરા. મેં તો તેજ વખતે મનમાં વિચાર કરેલો કે લાલો ગતમાંજ લોટતો હોવો જોઇએ. લાલો લાભ વગર ન જ લોટે.

કહો; લાલો કેવો હોંશીયાર !

# અદેખાઈની આગ

એક જમીનદારને ત્યાં એક ઘોડો અને કુતરો, એમ બે પાળેલાં પ્રાણી હતાં. જમીનદાર કુતરાને દરરોજ રમાડતો અને નાના પ્રકારના લાડ લડાવતો. ફરવા જતી વખતે પણ કુતરો સાથે, અને ઘરમાં પણ કુતરો સાથે ને સાથે જ રહેતો. કુતરો પાછલા પગે ઉભો રહી આગલા પગો શેઠના પગે ટેકાવીને ગેલ કરતો. અને શેઠ પણ તેને પંપાળતો તથા રીઝવતો. કુતરાનું સુખ પેલા અદેખા ઘોડાથી દેખી શકાયું નહિ. તેણે વિચાર કર્યો કે, જો હું પણ મારા શેઠની પાસે જઈ કુતરાની માફક ગેલ કરૂં તો મને પણ શેઠ લાડ કરે. કુતરાને દરરોજ રમાડે અને મને શા માટે નહિ? આમ વિચાર કરી એક દિવસ જ્યારે શેઠ બહાર જવાની તૈયારી કરતા હતા ત્યારે ઘોડો તેની સામે આવી કુતરાની માફક આગલા પગ શેઠના પગ પર ટેકાવી પાછલા પગે ઊભો થયો. આનું પરિણામ એ આવ્યું કે ઘોડાના ધક્કાથી શેઠ ધુળ ચાટતા થઇ ગયા. ઘોડાને આ બદલ પુષ્કળ ચાબુકનો માર ઇનામમાં મળ્યો.

# મહેનતનો બદલો

એક ગામની ભાગોળ પાસે રસ્તાની વચ્ચોવચ એક મોટો પત્થર દટાઇને પડયો હતો. હજારો માણસો ત્યાં થઇને જા આવ કરતાં પણ કોઇ તે પત્થર ત્યાંથી કાઢવા તસ્દી લેતું નહિ. રાતના વખતે ઘણાં માણસોને તેથી નુકસાન પણ થતું હતું. ખુદ ગામના પટેલનું ગાડું એક દિવસ આ પત્થર સાથે અથડાવાથી ઉંધુ પડયું હતું. એક વાણીયો પત્થરની અડફટમાં આવવાથી ઘોડા પરથી પડી ગયો હતો. વળી એક બીજો માણસ માથે વજન ઉંચકીને જતો હતો તે પણ આ પત્થરની ઠોકર વાગવાથી ઉંધા માથે પડી ગયો. આમ છતાં કોઇને તે પત્થર ઉપાડવાનું સુઝતું ન હતું. છેવટે એક ગરીબ ખેડુત ત્યાં થઇ જતો હતો. તેણે આ પત્થર નુકશાનકર્તા છે એમ ધારી ખોદીને બહાર કાઢયો. પત્થરની નીચેની જમીનમાં એક બંધ પેટી માલમ પડી અને તે ખોલતાં તેમાંથી સોનુ નીકળ્યું. પેટી ઉપર લખ્યું હતું કે, પત્થર ખસેડનારને આ પેટી ઈનામ! મહેનત કરે તેને બદલો પણ મળે.

---

# અવળ ચંડી

એક બ્રાહ્મણની સ્ત્રી બહુ જ અકોણી હતી. તેને જે કોઈ કાંઈ કહે તેથી ઉલટું જ તે કરતી હતી. એવી સ્ત્રી ધણીના દાબમાં શાની હોય ? બિચારો બ્રાહ્મણ તેનાથી હાથ જેવડી જીભ કાઢી ગયો હતો. ગામમાં સૌ તેને અવળચંડી કહેતાં.

એક દહાડો પોતાના મિત્રઆગળ બ્રાહ્મણ રોદણાં રડતો હતોઃ “શું વાત કરૂં ભાઈ, મારી બાઇડી મને જરાય ગાંઠતી નથી ! હું કહું વડ, તો એ કહેશે થડ ! હું કહું કે આજે બહાર જવું નથી તો એ ધરાર બહાર ગયા વિના રહેવાની નહિ. કોઈ વેળા કારણસર જલદી રાંધવાનું કહીએ તો ભુખ્યું જવું પડે એમાં શક નહિ. માંદા પડીએ ત્યારે પુરી બદબખ્તી ! પાણી માગીએ તો તરસ્યા મરીએ ! અભૂખને લીધે ખાવાની ના પાડીએ તો મ્હોંમાં વેલણ નાખી પરાણે દૂધ ડોચે ! મારે જે કરવું હોય તેનાથી ઉલટું કહું તો કામ થાય છે પણ કમભાગ્યે સવળુ બોલાઈ જાય તો ભોગ મળે છે ! ઘરમાં કેમ જાણે પોતે જ ધણી રણી હોય અને હું કશા લેખામાં જ ન હોઉં એમ વર્તે છે. હું તો હવે કાયર થઈ ગયો છું ! શું કરવું તેની કશી સમજ પડતી નથી ! ”

મિત્રે કહ્યું, “એમ પોચો શું થાય છે ? જરા આંખ દેખાડતો રહે એટલે ઠેકાણે આવી જશે.”

"ઠીક છે." કહીને બ્રાહ્મણ ઘેર આવ્યો. બાઈ સાહેબ જમી રહીને વાસણ માંજતાં હતાં. પતિશ્રીને દુરથી જોતાં જ ઉંદર ઉપર તરાપ મારતી વેળા બલાડીનું મ્હોં થઈ જાય તેવું મુખારવિંદ થઈ ગયું. પણ તેની પરવા ન કરતાં બ્રાહ્મણ હિમ્મત ધારીને પાસે ગયો અને નીચે નમીને ડોળા ફાડતાં બોલ્યો, "દેખ, મારી આંખ !" બાઈશ્રીએ તરત રાખનો ખોબો ભરીને આંખ તરફ ઉછાળ્યો ! એક કલાક સુધી આંખો ધોઈને બ્રાહ્મણ થાકયો ત્યારે માંડ કરાર વળ્યો.

બીજે દહાડે તેણે વીતક વાર્તા મિત્રને કહી સંભળાવી. મિત્રે કહ્યું, "તું તો સાવ ભોઠ જેવો છે !" એક દક્ષિણી અધિકારી ની પેઠે "માઝા ડોળા પહા !" એમ આંખ દેખાડાતી હશે ? મારા કહેવાનો ભાવાર્થ એવો હતો કે જરા કડપ, દાબ સવાબ, રાખતો જા, એટલે બધું ઠીક થઈ જશે."

બ્રાહ્મણે ઉત્તર દીધો, "હવે પાકે ઘડે કાંઠો ચડે એમ નથી ! એ સાક્ષાત ચંડીનો અવતાર છે. બીજો કોઈ રસ્તો થતો હોય તો કર."

જરા વિચાર કરીને મિત્રે કહ્યું. "આડે લાકડે આડો વેહ, એ પ્રમાણે એના અવળા સ્વભાવનો જ લાભ લઈને આપણે એનો ઘાટ ઘડીશું. ચોમાસામાં વરસાદની હેલી જામે ત્યારે મારી પાસે આવજે."

આઠ દિવસની હેલી થઈ એટલે બ્રાહ્મણ પોતાના મિત્રને ત્યાં શું કરવું તેની સંતલસ કરી એક બનાવટી કાગળ સાથે પોતાની વહૂ આગળ હાજર થયો, અને એરંડીઆનો ગ્લાસ પીધા જેવું મ્હોં કરીને બોલ્યો, "તારી માને કોલેરા થયાના

ખબર આવ્યા છે. પણ હાલ નદી ઉતરાય એમ નથી. એટલે તને મોકલવી નથી."

અવળચંડી ત્રાડ પાડી ઉઠી, "નથી મોકલવી એટલે? મને અટકાવનાર અને મોકલનાર તમે કયી વાડીના મૂળા?–હું તો મારે આ ચાલી!"

બ્રાહ્મણ, "જવું હોય તો તું એકલી જા. હું તો આ બેઠો."

અવળચંડી બોલી, "મારી મા તમારી કાંઇ સગી નહિ? તમારે પણ આવવું જ પડશે. થાઓ આગળ!"

બ્રાહ્મણ ગુપચુપ આગળ ચાલ્યો. વહૂએ કપડાંની ગાંસડી આપી તે મીઆંની મીંદડી થઇને ખભે ચઢાવી લીધી. રસ્તામાં પેલો મિત્ર સામો મળ્યો. તે અજાણ્યો થઈને પૂછવા લાગ્યો, "કયાં સવારી ઉપડી?" બ્રાહ્મણે જવાબ દીધો, "આજે કાગળ આવ્યો છે કે મારી સાસુ બહુ બિમાર છે. તેથી ત્યાં જઇએ છીએ." મિત્રે કહ્યું, "આજ તો નદી ઉતરવી કઠણ છે." અવળચંડી બોલી ઉઠી, "તમે બન્ને મવાલી છો! નદી ઉતરાવનારા તારાઓ મરી ગયા છે શું?"

અસલના વખતમાં પુલો બાંધવાનો ચાલ નહોતો. ઘણા જરૂરના પ્રસંગોએ નદીને પેલે પાર પહોંચાડવા કેટલાક તારાઓ હાજર રહેતા. તેઓ યોગ્ય મહેનતાણું લઇને માટીના ગોળ તુંબડાં વગેરેની મદદથી મુસાફરોને સામે કાંઠે પહોંચાડતા. પેલો મિત્ર ઉપરનો સવાલ સાંભળીને ખસિયાણો પડી ગયો હોય એવો દેખાવ કરતો છાનોમાનો પાછળ ચાલવા લાગ્યો.

નદી બે કાંઠામાં આવી હતી. તારાએ સબુર કરવા બહુ સમજાવ્યું, પણ અવળચંડી એકની બે થઇ નહિ. તે બોલી, "ફાવે

તેટલા પૈસા લે પણ મને હાલ ઘડી નદી ઉતારી દે." નિરૂપાય થઈને તારાએ ત્રણ હેલ પાણી સમાય એવડો ગોળો ઉંધો પાડયો. તેને અવળચંડીએ મજબુત પકડી રાખ્યો. તારો તરતો તરતો ગોળા ને ઘસડતો સામે પાર જવા લાગ્યો. બ્રાહ્મણ તેના મિત્ર સાથે કાંઠે જ ઉભો રહ્યો. કેમકે વ્હેણનું તાણ પુષ્કળ હોવાથી એકી સાથે એકથી વધારે માણસોને પાર ઉતારવાનું જોખમભરેલું હતું. તારો અવળચંડી સાથે અરધેક પહોંચ્યો હશે એવામાં અગાઉથી કરી રાખેલા સંકેતમુજબ મિત્રે કાંઠેથી બૂમ મારી, "એએએ! બરોબર ગોળો પકડી રાખજોઓઓઓ! તાણ ઘણું છે!"

તરત જ અવળચંડી બાઈએ બે હાથ ઉંચા કરીને બરાડ પાડી, "આ મૂક્યો! મને શિખામણ દેનારો તું કોણ?!"

પરિણામ એ આવ્યું કે બાઇ શ્રી પાંચ થોડી જ વારમાં ગળકાં ખાતાં પરલોકમાં પધાર્યાં.

अति सर्वत्र वर्जयेत् ।

---

# અડવાની અક્કલ

અડવો એક વાર સાસરે જવા નીકળ્યો. રસ્તામાં એક ખેતરમાં ખોડીબારાની અધવચ્ચે સાંજના છાવણી મારી. તે રાતના તેણે અનેક જાણુવાજોગ પરાક્રમો કર્યાં તે તમે જાણો છો.

જ્યારે સવાર થયું, ત્યારે અડવાએ ખોડીબારામાંથી ઉઠીને ખેતરમાં પગ મૂકયો. ખેતરને સેઢે એક દાતરડું ઘાસ કાપવા માટે ખેતરના ધણીએ મૂકી રાખ્યું હતું. તે જોઇને અડવાએ વિચાર કર્યો કે જુવારની કાપણી કરવા જ દાતરડું અહીં મૂકી રાખ્યું હશે. જુવારના છોડો હજુ કુમળા હતા. કોઇને કણુસલું નીકળ્યું હતું અને કોઇને હજુ નીકળવાનું હતું, એવી બધી જુવાર હતી. અડવો લઇ દાતરડું ને મંડયો તે બે વીઘાં જમીનની જુવાર તેણે વાઢી નાખી. હજી તો અડવો આખું ખેતર કાપવાનો વિચાર કરતો હતો પણ ખેતરવાળાના નશીબે તે આવી ચડયો. તેણે જુવારને કપાયલી જોઇને અડવાને પૂછયું: “અલ્યા, આ જુવાર કોણે કાપી નાખી ?”

અડવાએ બહાદુરીથી કહ્યું: “એ કામ આ બંદાનું! ભાઈ સાહેબ. ગમે ત્યારે તો તમારે જુવાર કાપવી જ પડત ને! ત્યારે લાવ ને આજે હું એને કાપી નાખી તમારી મહેનત ઓછી કરૂં ?”

ખેતરના રખેવાળે જાણ્યું કે આ ગાંડો છે; તેથી લાકડીના બે ત્રણ સપાટા તેને લગાવી કહ્યું: "હવે જાણ્યું તારૂં ડહાપણ આ જુવારના કુંણા દાણાને પંખીઓ ખાઈ જાય છે માટે પંખીઓને ઉડાડતો ઉડાડતો અહીંથી ચાલ્યો જા."

અડવો બિચારો શરીરે પડેલા સોળને પંપાળતો પંપાળતો પંખીઓ ઉડાડવા "હા...આ.... હો ....ઓ....હા....આ...હો.... ઓ...." એમ કહેતો અને હાથના ચાળા કરતો ચાલ્યો.

થોડેક દૂર ગયો એટલે એક પારધી પક્ષીઓને સપડાવવા જાળ પાથરી બેઠો હતો ત્યાં જઈ પહોંચ્યો. કેટલાંક પંખીઓ જાળમાં પડેલાં હતાં પણ હજી પૂરેપૂરાં તેમાં ફસાયાં નહોતાં; અને કેટલાંક હજી જાળમાં પડવાની તૈયારીમાં હતાં, ત્યાં અડવો "હા.... આ....હો....ઓ....હા....આ.. .હો....ઓ...." કરતો આવી પહો-ચ્યો, એટલે જાળમાંનાં, અને બીજાં બધાં પક્ષીઓ ઉડી ગયાં!

પારધીએ અડવાને કામઠાંના બે ચાર સપાટા લગાવી દીધા. પછી કહ્યું: "મૂરખા! આમાં પડજો, આમાં પડજો, એમ કહેતો કહેતો જા."

અડવો પારધીના કહેવા પ્રમાણે બોલતો બોલતો આગળ ચાલ્યો થોડેક દૂર ગયો એટલે એક કણબીનો એક વીસ વરસનો છોકરો કોશ ઝીલતાં કુવામાં પડયો હતો તેને કુવામાંથી કાઢવા ઘણા લોકો એકઠા થયા હતા, ત્યાં આપણા અડવાભાઈની સવારી, "આમાં પડજો; આમાં પડજો" એમ બોલતી બોલતી આવી પહોંચી.

કણબીઓ સમજ્યા કે આપણને બધાને કુવામાં પડવાનું કહે છે. તેથી એક બે જણાએ અડવાને ઝાલીને જરા હલકો બનાવી દીધો.

અડવો બોલ્યોઃ "ભાઇઓ, મને શું કામ મારો છો ? હું તો તમે જેમ કહેશો તેમ કરીશ."

એક કણબીએ કહ્યુંઃ "જા ત્યારે 'આવું તમારે કદી ન હોજો; આવું તમારે કદી ન હોજો,' એમ કહેતો કહેતો જા."

અડવો એમ કહેતો આગળ ચાલ્યો એટલે એક મોટું ગામ આવ્યું. તે ગામના વાણીઆનો એકનો એક છોકરો પરણતો હતો, તેનો વરઘોડો નીકળ્યો હતો. ત્યાં અડવો "આવું તમારે કદી ન હોજો; આવું તમારે કદી ન હોજો" એમ કહેતો કહેતો વરઘોડાની આગળ આવીને ઉભો રહ્યો.

વાણીઆ બધા અડવાનું કહેવું સાંભળીને એકદમ ગુસ્સે થયા. કોઇએ તમાચો, તો કોઇએ ધોલ મારી અડવાને બોલતો બંધ કર્યો. વાણીઆ ડાહીમાના દીકરા અને પાછા અગમ બુધ્ધિના, એટલે જે કામ કરે તે વિચારીને કરે. તેથી અડવાને તેઓએ બહુ માર્યો નહીં.

એક વાણીઆએ અડવાને કહ્યુંઃ "આવું તમારે રોજ હોજો; આવું તમારે રોજ હોજો." એમ કહેતો કહેતો જા.

અડવો ત્યાંથી વાણીઆની શીખામણ માની આગળ ચાલ્યો. ગામ બધું વટાવીને તે ગામબહાર નીકળ્યો. ત્યાં ઢેડવાડો આવ્યો.

ઢેડવાડામાં આગ લાગી હતી. ઘરો અને છાપરાં ભડભડ બળી રહ્યાં હતાં. ત્યાં આપણો અડવો, "આવું તમારે રોજ હોજો, આવું તમારે રોજ હોજો." એમ મ્હોંએ બોલતો બોલતો આવી પહોંચ્યો.

ઢેડાઓ એક તો આગને લીધે ગુસ્સે થઇ રહ્યા હતા. તેમાં વળી અડવાએ આવીને બળતામાં ઘી હોમ્યું. અડવાનું કહેવું સાંભળીને બેચાર ઢેડાઓ દોડયા કેની તે અડવાને બિચારાને બહુ મારવા લાગ્યા. પણ એક ઢેડાને દયા આવવાથી તેને છોડાવ્યો. અડવાએ એકદમ ત્યાંથી ઝપાટાબંધ ચાલવા માંડયું. પણ એક ઢેડાએ તેને ઉભો રાખીને કહ્યું. "એઇ મૂરખા! જો કોઇ ઠેકાણે અહીંની માફક બળતું હોય ને આગ લાગી હોય તો તેને બુઝાવી નાખવી. ત્યાં જઇને ગમે તેમ બોલવું નહીં. સમજ્યો? ચાલ, જા હવે."

અડવો ત્યાંથી આગળ ચાલ્યો. બે ત્રણ ગાઉ ચાલ્યો હશે એટલે અડવાના સસરાનું ગામ આવ્યું. ગામમાં પેસતાં જ કુંભાર વાડો આવ્યો. અડવો આખો દિવસ ચાલી ચાલીને, ને માર ખાઇ ખાઇને ખુબ થાકી ગયો હતો એટલે તે એક કુંભારના ઓટલા ઉપર બેઠો. થોડી વાર થાક ખાધા પછી જેવો તે ત્યાંથી ઉઠવા જાય છે, ત્યાં તો તેણે ભગવાન સૂર્યનારાયણને પશ્ચિમ દિશામાં આથમી જતા જોયા.

અડવાની ફોઇએ તેને સૂરજ આથમે ત્યાં જ વાસો રહેવાનું કહેલું હોવાથી, તે જ ગામમાં અડવાનું સાસરૂં હોવા છતાં ફોઇના ફરમાનનું ઉલ્લંઘન કરી તેનાથી સાસરે કેમ જવાય? તેથી તેણે કુંભારના ઓટલા ઉપર રાતવાસો રહેવાનો પકકો ઠરાવ કર્યો.

કુંભારે તેને કાંઈક કોરૂં કોરૂં ખાવાનું આપ્યું, અને એક માટીના કોરા ઘડામાં પાણી લાવી આપ્યું.

રાત પડી એટલે કુંભારે ઘર બહારના ઓટલા ઉપર અડવાને સૂવા માટે પથારી કરી આપી. આખા દિવસનો અડવો થાકી ગયેલો હોવાથી પથારીમાં પડતાંની સાથે જ ઘસઘસાટ ઉંઘી ગયો.

પણ અડવો આખી રાત ઉંઘ્યા જ કરે એવો નહોતો તો! બરાબર મધરાતે અડવો જાગ્યો. પથારીમાં બેઠો થયો એટલે તેને એમ લાગ્યું કે કોઈ જગ્યાએ ધુમાડો નીકળે છે. તે એકદમ ઓટલા પરથી નીચે ઉતરી તપાસ કરવા લાગ્યો, તો તેને જણાયું કે કુંભારના ઘરના વાડામાંથી ધુમાડો નીકળે છે. કુંભારના ઘરની દિવાલની બાજુએથી અડવો એકદમ વાડામાં ગયો. ત્યાં કાચાં વાસણો ઘડી તેને પકવવા માટે કુંભારે વાડામાં બે નેભા સીંચી અંદર ઘાસ તથા બીજું કચરૂં નાખી સળગાવેલા હતા. તે નેભા અડવાની નજરે પડ્યા અને તેમાંથી ધુમાડો નીકળતો પણ તેણે જોયો!

અડવાને ઢડાએ કહ્યું હતું કે બળતું હોય તે હોલવવું, તે એકદમ યાદ આવી ગયું! પણ હવે એ બળતું હોલવવું કેવી રીતે તેના વિચારમાં અડવો ગુંથાયો. પણ અડવો એમ હિંમત હારી જાય તેવો નહોતો! નેભાની પાસે જ બેચાર લાંબા સાગટા પડેલા હતા. તેમાંથી એક અડવાએ હાથમાં પકડ્યો, અને નેભામાં મારવા મંડ્યો. એક કલાકમાં તો નેભામાં પકવવા સીંચેલા કુંભારનાં બધાં વાસણોનો અડવાએ ભાગીને ભૂકો કરી નાખ્યો અને તે સાથે જે કચરો નેભામાં બળતો હતો તે પણ બુઝાઈ ગયો.

કોઇ લશ્કરના સેનાપતિએ એકાદ મહાન કિલ્લો ઘણી મહેનતે જીત્યો હોય તેની માફક અડવો મલકાતો પાછો પોતાની પથારીમાં જઈને સૂઇ ગયો અને નિરાંતે ઉંઘી ગયો.

સવાર થયું એટલે કુંભાર ઉઠયો અને વાડામાં ગયો તો તેની પહેલી નજર વાસણના નેભા ઉપર પડી. વાસણનો ભૂકો થઈ ગયેલો જોઈને કુંભાર તો બિચારો રડવા જેવો થઈ ગયો, કારણ કે એ વાસણ ઘડતાં એને બહુ મહેનત પડી હતી અને તે સાથે એ વાસણના એને ઘણા પૈસા ઉપજવાના હતા.

કુંભારે બીજા બે ચાર કુંભારોને આગળને બારણે બોલાવ્યા અને તેમને વાસણની દશા બતાવી.

કુંભારો પણ વિચારમાં પડી ગયા અને કોઈ કંઇ, તો કોઇ કંઇ, એમ પોતાના વિચારો જણાવવા લાગ્યા. અડવાએ આ પરાક્રમ કર્યું છે એવો તો કોઈને વહેમ સરખો પણ આવ્યો નહીં.

કુભારો એમ વિચારમાં હતા એટલામાં આપણા અડવા ભાઇ જાગ્યા. કુભારોને એકઠા થયેલા જોઇને અડવો બોલ્યોઃ "કેમ! દેવાળીઆના દીકરાઓ! તમે કેમ અહીં એકઠા થયા છો? તમે કેવા મૂરખા છો? આખી રાત ઉંઘ્યા જ કીધું! એ તો સારૂં થયું કે રાતે હું જાગ્યો, નહીં તો બધું બળીને 'ભસમ' નહીં થઇ જાત!"

કુંભારોને નવાઇ લાગી કે વળી કયાં આગ લાગી હતી? તે જાણવા માટે એકે પૂછયું, "કયાં આગ લાગી હતી? અને તે કોણે બુઝાવી?"

અડવો ઓટલા ઉપરથી નીચે ઉતરી બોલ્યો: " અરે, એ તો આ બંદાનું કામ ! એ કામ બધાથી ન બને. એ તો હાથીનો ભાર તે હાથી જ ઉપાડે ! તમે બધા રાતના સૂઇ ગયા ને આ ઘરના વાડામાં આગ લાગી. હું એકદમ ત્યાં દોડી ગયો અને એક સાગટો લઇને મચ્યો ને તે એક સપટામાં બધાં વાસણનો ભૂકો કરી આગને એક ચપટી વગાડી એટલામાં બુઝાવી નાખી ! "

હવે જ કુંભારોને ખબર પડી કે વાસણનો ભૂકો કરનાર બીજું કોઇજ નહીં પણ આપણો રતન ( ! ) મહેમાન જ છે. કુંભારોએ અડવાને ઓટલા ઉપરથી ખેંચી પાડયો અને ખુબ મેથીપાક જમાડયો.

છેવટે જ્યારે અડવાએ કહ્યું કે, હું તો તમારા ગામના વીરચંદ વાણીયાનો જમાઈ થાઉં છું, ત્યારે જ કુંભારોએ તેને છોડયો.

અડવો ત્યાથી દાતણપાણી કર્યા વગર જ સસરાને ત્યાં ગયો. ત્યાં જઇને તેણે કેવી અકકલ દોડાવી તે બાળકોને ઉપયોગી ન હોવાથી આપણે અડવાની વાતને અહીં જ પૂરી કરીશું.

# ચાંદ ઉગ્યો પણ ચાંદમીઆ ન આવ્યા

એક ભૂખડુ મુસલમાન આખો દહાડો રખડયા કરે, પણ કંઈ ધંધો રોજગાર કરી બે પૈસા કમાઈ લાવવાનું તેને ગમે નહિ. ઘરમાંથી ખાવાનું ખુટયું, ત્યારે તેની વહુએ ઠપકો દઈ કમાઈ લાવવાનો આગ્રહ કર્યો. મીઆં કહે, મને કંઈ આવડતું નથી, તેથી શું કરૂં ? બીબી બોલ્યાં, કંઈ ન આવડે તો ચોરી કરીને પણ પૈસા લાવો. મીઆંને એ વાત રૂચી. ઘરમાં બીજું કંઈ કપડું ન હોવાથી બીબીનો સાલ્લો માલ બાંધવાને માગ્યો. બીબીએ વધારાનો સાલ્લો ન હોવાથી કોઠીમાં પેસી ઉઘાડાં થઈ પહેરેલો સાલ્લો કાઢી આપ્યો.

મધરાત વીત્યે મીઆંભાઈ ચોરી કરવા નીકળ્યા. જ્યાં જાય ત્યાં કોઈ જાગતું ખોંખારતું હોય. આખા ગામમાં તે ભટકયો, પણ કાંઈ લાગ ફાવ્યો નહિ. આખરે તે ગામની ભાગોળે ગયો. ત્યાં એક ગધેડો ઉભો હતો, તેને લઈ જવાનો નિશ્ચય કરી તેણે બીબીના સાલ્લાનો એક છેડો ગધેડાને ગળે બાંધ્યો, અને જેવો તેને હાંકવા જાય છે, તેવો જ તે ચમકયો, ને ભૂંકતો ભૂંકતો દોડવા લાગ્યો. એવામાં એક ખાડો આવ્યો. તેમાં પગ પડતાં તે ગધેડાએ લાત મારી તેથી તેના હાથમાંનો છેડો છુટી ગયો. ગધેડો કયાંક દોડી ગયો ને મીઆંભાઈ ફાંફાં મારતા ને ખોડંગતા ઘર ભણી વળ્યા.

વાર થવાથી બીબી ગભરાવા લાગ્યાં. તેણે આકાશ સામે જોઈને કહ્યું, ચાંદ ઉગ્યો પણ ચાંદમીઆ ન આવ્યા. એવામાં મીઆ આવ્યા, એટલે બીબીએ પૂછયું, શું લાવ્યા ? ચાંદમીઆએ બનેલી સર્વ હકીકત કહી. પહેરવાનો એકનો એક સાલ્લો પણ ગયો, તેથી તે બોલી, અરે, પણ હું નાગી ? મીઆં બોલ્યા, અરે તું નાગી તો નાગી, પણ મારી આખી ટાંગ ભાગી ! ( ગધેડાની લાતોથી ) !

"ટચુકડી સો વાતો" માંથી

# અલાદ્દીનનું જાદુઈ ફાનસ.

જૂના જમાનામાં ચીન દેશમાં એક ગરિબ દરજી તેની સ્ત્રી અને છોકરા સાથે રહેતો હતો. તે સવારથી સાંજ સુધી વૈતરૂં કરતો હતો પણ તે તથા તેનું કુટુંબ પેટપુર રોટલા પણ દેખતું નહીં. છેવટે સખત મહેનતને પરિણામે દરજી માંદો પડી મરણ પામ્યો.

આ છોકરાનું નામ અલાદ્દીન હતું.

એક વખત અલાદ્દીન શેરીમાં રમતો હતો. એવામાં એક અજાણ્યા માણસે ત્યાં આવી તેને પૂછ્યું-"છોકરા, તારો બાપ દરજી હતો ને?" અલાદ્દીને જવાબ આપ્યો, "હા. તમે કોણ છો?" અજાણ્યા માણસે કહ્યું, "હું તારો કાકો થાઉં. તું તારી માને કહેજે કે, કાકા આવ્યા છે ને તે તને કાલે મળવા આવશે. એમ કહી તેણે પોતાના ગજવામાંથી મુઠી ભરીને સોના મહોરો કાઢી અલાદ્દીનના હાથમાં મૂકી. અલાદ્દીન મહોરો મળવાથી ખુશી થતો ઘેર ગયો અને તેની માને બધી વાત કરી. અલાદ્દીનની માને આ વાત સાંભળી ઘણી નવાઇ લાગી. તેને ખાત્રી હતી કે અલાદ્દીનને કાકો

છે જ નહી. તેઓ બીજે દિવસે કાકાની વાટ જોતાં બેઠાં. એવામાં કાકા આવ્યા. કાકાએ ઘરનાં બધાંની ખબર પુછી અને જયારે અલા-દ્દીનની માએ દરજીના મરણની વાત કહી ત્યારે તે પોકેપોક મૂકીને રોવા બેઠો. થોડી વાર પછી અલાદ્દીનની માએ અલાદ્દીનના રમતીયાળ સ્વભાવની વાત કરી. આથી કાકાએ તેને વેપાર કરવાનું કહ્યું. અલાદ્દીને વેપાર કરવા માટે પોતાની ખુશી બતાવી એટલે કાકાએ કહ્યું, "હું તને એક મોટી દુકાન માંડી આપીશ." બીજે દિવસે કાકાએ અલાદ્દીનને ભપકાદાર લુગડાં અપાવ્યાં. તેની આ ભલાઇથી અલાદ્દીનની માને પાકી ખાત્રી થઇ કે તે અલાદ્દીનનો કાકો હશે.

આ માણુસ અલાદ્દીનનો ખરો કાકો હતો નહિ. તે એક દુષ્ટ ને બદમાસ જાદુગર હતો. અલાદ્દીનના ગામની નજીક એક ચમત્કારી દીવો લેવા તે આવ્યો હતો અને તે કામ અલાદ્દીનની મદદ વિના થાય તેમ નહોતું. જેની પાસે આ દિવો હોય તે ખૂબ દોલત મેળવી શકે એમ હતું. આ કારણથી જ તેણે અલાદ્દીન સાથે ઓળ-ખાણ કાઢયું હતું

એક દિવસ જાદુગર અલાદ્દીનને ગામ બહાર એક પર્વતની ઉંડી ખીણ આગળ લઇ ગયો અને ત્યાં તાપણું કરવા કહ્યું. અલા-દ્દીને આસપાસથી થોડી ઘાસ ભેગી કરી એટલે જાદુગરે તે સળગાવી અને તેમાં જાદુઇ ભુકી નાખી. આ ભુકી પડવાથી પૃથ્વી કંપી ઉઠી અને તાપણાની જગ્યાએ એક કડાવાળું ઢાંકણું નીકળ્યું. જાદુગરે કહ્યું: "આ ઢાંકણું ઉઘાડ. ભોંયરામાં છેક નીચે જઇ એક તાકામાં દીવો બળે છે, તે હોલવી નાખી તેમાંથી તેલ ઢાળી નાખી તે અહિં લઇ આવ. પણ તેમ કરતાં કોઇ જગ્યાએ અડકીશ હ." પછી તેણે પોતાની આંગળીએથી કાઢીને એક વીંટી

અલાદ્દીનને આપી અને કહ્યું: "આ વીંટી તને સંકટ વખતે મદદ કરશે." અલાદ્દીને જાદુગરના કહેવા પ્રમાણે કર્યું. તેણે તાકામાંથી દીવો લઇ તેને ઓલવી નાખ્યો, તેલ ઢોળી દીધું, અને બહાર આવવા નીકળ્યો. બહાર નીકળતાં રસ્તામાં પડેલા મોટા મોટા ઝવેરાતના ઢગલાઓને પત્થર સમજી રમવાને માટે તેણે ગજવામાં ભરી લીધા અને ગુફાના મોં આગળ આવ્યો. અલાદ્દીનને જોઇને જાદુગરે તેની પાસેથી દીવો માગ્યો. અલાદ્દીને કહ્યું, " મને બહાર કાઢો. બહાર નીકળીને તમને દીવો આપીશ." અલાદ્દીને દીવો ન આપ્યો તેથી જાદુગર ઘણો ગુસ્સે થયો. તેણે જાદુઇ મંત્ર બોલીને મંત્રેલી ભૂકી ગુફાના બારણા ઉપર નાખી એટલે ગુફા ઉપર પેલું પત્થરનું ઢાંકણું સખત બેસી ગયું અને અલાદ્દીન અંદર પુરાઇ રહ્યો ! અલાદ્દીન આથી ઘણો જ ગભરાયો. તે પોતાના બચાવ માટે પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો. જેવો તે બે હાથ જોડી પગે લાગવા જતો હતો તેવી જ જાદુગરે આપેલી વીંટી તેની આંગળીએ હતી તે ઘસાઇ અને અંદરથી એક ભયંકર રાક્ષસ બહાર આવ્યો. તે અલાદ્દીનને પગે પડી બોલ્યો, "હે નામદાર, આપનો શો હુકમ છે? હું વીંટીનો ગુલામ છું. આપની સેવા બજાવવાને તૈયાર છું." અલાદ્દીન પહેલાં તો ચમકયો પણ પાછળથી હિંમત લાવી બોલ્યો, "મને આ ગુફાની બહાર કાઢ." તે બોલ્યો કે તરત જ રાક્ષસે ઢાંકણુ ઉઘાડી નાખ્યું અને અલાદ્દીન સહીસલામત બહાર આવ્યો.

ઘેર આવી અલાદ્દીને તેની માને બનેલી વિગત કહી. બીજે દિવસે ઘરમાં કાંઇ ખાવાનું નહિ હોવાથી અલાદ્દીનને તેની માએ પેલો દીવો વેચી આવવા કહ્યું. દીવો મેલો હોવાથી અલાદ્દીનની મા તેને લુગડાથી સાફ કરવા લાગી. જેવો દીવો ઘસાયો કે

તરત જ તેમાંથી એક રાક્ષસ બહાર આવ્યો અને બોલ્યો, "મારા આપને શો ખપ પડયો છે? હું આપનો હુકમ બજાવવા તૈયાર છું. હું ફાનસનો ગુલામ છું."

અલાદ્દીન બોલ્યો, "મને ભુખ લાગી છે. માટે ખાવાનું લઈ આવ. એક પળમાં રાક્ષસ પકવાનથી ભરેલી દસ થાળીઓ વાળો એક મોટો ટાટ લાવ્યો અને અલાદ્દીનના પગ આગળ તે મૂકી અલોપ થઈ ગયો. અલાદ્દીન અને તેની માએ પેટ ભરીને ખાધું અને તે દિવસ આનંદમાં કાઢયો. બીજે દિવસે તે એક યાહુદી વહેપારીને ત્યાં એક મહોરમાં રકાબી વેચી આવ્યો. એમ દસ દિવસમાં દસે રકાબી વેચી આવ્યો. અગીઆરમે દિવસે તે દસ મહોરોમાં મોટો ટાટ વેચી આવ્યો. તેના પૈસા કેટલાક દિવસ ચાલ્યા અને તે ખલાસ થઈ ગયા એટલે તેણે ફરીથી પહેલાંની માફક દીવાનો ઉપયોગ કર્યો. આ વખતે પણ રાક્ષસ પહેલાંના જેવી જ પકવાનથી ભરેલી દસ રકાબીઓ વાળું ટાટ લાવ્યો. ખાવાનું થઇ રહ્યા પછી અલાદ્દીને રકાબીઓ વેચવાનું શરૂં કર્યું. એક વખત તે વેચવા જતો હતો તેવામાં તેને એક સોની મહાજને બોલાવ્યો ને કહ્યું, "છોકરા, તું રોજ પેલા યાહુદી વહેપારીને ત્યાં કશુંક વેચવા જાય છે. તે તો ઘણો લુચ્ચો માણસ છે. તું મને તે વસ્તુ વેચીશ તો હું તને પુરી કિંમત આપીશ." અલાદ્દીને તેને રકાબી બતાવી. તે તપાસતાં ચાંદીની માલમ પડી તેથી જોખી જોઇ અને તેની કિંમતની તેણે તેને સાઠ રૂપામહોરો આપી. અલાદ્દીને તેનો આભાર માન્યો અને દરેક વસ્તુ તેને ત્યાં વેચવાનું વચન આપ્યું. આ પ્રમાણે અલાદ્દીન દીવાની મદદથી ગામમાં સાથી વધારે માલદાર થઇ પડયો.

એક વખત ગામમાં હડતાળ પડેલી જોઇ અલાદ્દીને એક જણને તેનું કારણ પૂછયું. તે માણસે કહ્યું, "રાજકુંવરી આ રસ્તે થઇને આજે નહાવા જવાની છે, માટે હડતાળ પડી છે." અલાદ્દીન ને આ કુંવરી જોવાનું મન થયું, તેથી જયાં રાજકુંવરીને નહાવાનો હોજ હતો ત્યાં તે છુપાઇ રહ્યો. રાજકન્યા પોતાની સાહેલીઓ સાથે જયારે ન્હાવાને નીકળી ત્યારે રાજકન્યાનું પારવગરનું રૂપ જોઇ તેની સાથે પરણવાનું તેને મન થયું. તેણે પોતાની માને બધી વાત કરી. તેણે તેની માને કહ્યું, "હું ગુફામાંથી જે રત્નો લાવ્યો છું તે મહારાજાને ભેટ કરી આવજે અને તેની છોકરીનું માગું કરજે."

અલાદ્દીનની માએ તેના કહ્યા પ્રમાણે રત્નો રાજાને ભેટ કર્યાં અને તેની છોકરીની માગણી કરી. રાજા હીરા, માણેક, મોતી વગેરે જવાહીર જોઇને ગાંડો ગાંડો થઇ ગયો અને તેણે અલાદ્દીન ની માને ત્રણ મહીના પછી આવવાનું કહ્યું. અલાદ્દીનની મા ખુશ થતી ઘેર ગઇ અને અલાદ્દીનને બધી વાત કરી. અલાદ્દીન આ સાંભળી ઘણો ખુશી થયો.

આ રાજાનો પ્રધાન ઘણો ખટપટીઓ હતો. તેણે રાજાને આડું અવળું સમજાવી તેની છોકરીનું લગ્ન પોતાના છોકરાની સાથે નકકી કરાવ્યું, અને લગ્નનો દિવસ પણ નકકી કર્યો. લગ્નને આગલે દિવસે અલાદ્દીનને આ વાતની ખબર પડી. તેથી તેણે પોતાનો દીવો ઘસ્યો. ઘસતાંની વારમાં રાક્ષસ આવીને ખડો થઇ ગયો. અલાદ્દીને રાજકુંવરી અને પ્રધાનના છોકરાને તેની પાસે લઇ આવવાનો હુકમ કર્યો. રાક્ષસ તરત જ ઉપડયો અને જે પલંગ ઉપર તે બન્ને સુતાં હતાં તેને અલાદ્દીન પાસે ઉંચકી લાવ્યો. અલાદ્દીને વજીરના છોકરાને ઓરડીમાં પુરી મૂકવાનું કહ્યું. વ્હેલી

સવારે તેમની મૂળ જગ્યાએ બન્નેને પહોંચતાં કર્યાં. સવારે રાજા તેમને મળવા ગયો ત્યારે કુંવરીએ બનેલી વાત કહી. રાજા આથી ગભરાયો અને લગ્ન બંધ રાખ્યાં.

ત્રણ માસ પુરા થતાં અલાદ્દીનની મા રાજા પાસે જઈ રાજાને પગે પડી અને બોલી, "નેક નામદાર બાદશાહ! આપના કહેવા મુજબ ત્રણ મહીને હું અહીં આવી છું." રાજાએ કહ્યું, "તું પહેલાં ઝવેરાતની થાળી લાવી હતી એવી ચાળીસ થાળીઓ ચાળીસ સીદીઓ પાસે ઉચકાવ અને તે દરેકને એક ધોળો ગુલામ દોરે એવી રીતે અહીં લાવીને કુંવરીને ભેટ આપ. ત્યારે મારી ખાત્રી થાય કે તારો છોકરો મારી છોકરીને અમન ચમનમાં રાખી શકશે." અલાદ્દીનની માએ આ વાત તેના છોકરાને કહી. તેણે તરત જ ફાનસ ઘસી તેના ગુલામ રાક્ષસને બોલાવ્યો અને રાજાના કહ્યા પ્રમાણે કરવાનો હુકમ કર્યો. રાક્ષસે તો એક પળમાં બધું તૈયાર કર્યું અને એ મોટું એંસી ગુલામોનું ભવ્ય સરઘસ રાજમહેલ તરફ ચાલ્યું. રાજમહેલમાં જઈ બધી થાળીઓ રાજા આગળ મૂકી. અલાદ્દીન પાસે અખૂટ દ્રવ્ય હોવાની ખાત્રી થયાથી રાજાએ પોતાની કુંવરી અલાદ્દીનને પરણાવી. અલાદ્દીને રાક્ષસ પાસે રાજમહેલ નજીક જ મોટો સુંદર બંગલો બંધાવ્યો અને તે અને રાજકુંવરી આનંદમાં રહેવા લાગ્યાં.

હવે આપણે જાદુગરનું શું થયું તે જોઈએ. જ્યારે અલાદ્દીન રાજા થયાની બધી વાત તેના જાણવામાં આવી ત્યારે તે, તે ગામમાં આવ્યો અને બજારમાંથી કેટલાંક કોડીઆં ખરીદી રસ્તામાં,

વેચીએ છીએ રે, વેચીએ છીએ,
જૂનાં કોડીયાં લઇને તે નવાં વેચીએ છીએ.

એમ બૂમો પાડતો અલાદ્દીનના ઘર તરફ ફરવા લાગ્યો. રસ્તામાં



અલાદ્દીનનું જાદુઈ ફાનસ

વેચીએ છીએ રે, વેચીએ છીએ, જુનાં કોડીયાં લઈને તે નવાં વેચીએ છીએ.

[ પાન ૩૦ ]



અલાદ્દીનનું જાદુઇ ફાનસ

જે પલંગ ઉપર તે બન્ને સુતાં હતાં તેને અલાદ્દીન પાસે ઉંચકી લાવ્યો.

[ પાન ૨૯ ]

બધા લોકો તેને ગાંડો ! ગાંડો ! કહી ખીજવવા લાગ્યા; કારણ કે તેમણે કોઇ પણ દિવસ જુના કોડીઆં લઇ નવાં કોડીઆં આપતો વેપારી જોયેલો નહોતો. સંખ્યાબંધ લોકોએ જુનાં કોડીઆં આપી નવા ખરીદ્યાં. જ્યારે તે અલાદ્દીનના ઘર પાસે આવ્યો ત્યારે અલાદ્દીન શિકાર કરવા ગયો હતો. રાજકુંવરીએ ગમ્મતખાતર પેલો જાદુઇ જૂનો દિવો આપી નવો નકામો દીવો લીધો. પેલા જાદુગરે તે દીવો સાચવીને પોતાની પાસે મૂકયો, અને રાત પડી ત્યારે તેણે તે દીવો ઘસ્યો. ઘસતાં જ રાક્ષસ બહાર આવીને ઉભો રહ્યો. જાદુગરે તેને કહ્યું; "આ બાંધેલો મહેલ અહીંથી ઉપાડી આફ્રીકામાં હું કહું ત્યાં મૂક." રાક્ષસ તરત જ મહેલ લઈ આકાશ માર્ગે સડસડાટ કરતો ઉડયો અને પલક વારમાં આફ્રિકા જઈ પહોંચ્યો.

બીજે દિવસે બાદશાહ પોતાની કુંવરીને મળવા જવા નીકળ્યો, ત્યારે મહેલ દીઠામાં જ ન આવ્યો. આથી તેને ઘણી નવાઇ લાગી અને તેના પ્રધાનને તે વાત કરી. પ્રધાનને તો અલાદ્દીન ગમતો જ નહોતો; કારણ કે તે તેના છોકરાની જગ્યા લઈ બેઠો હતો. તેણે રાજાને કહ્યું, " મહારાજા સાહેબ, આ મહેલ કાંઇ ખરેખરો નહોતો. એ તો અલાદ્દીને જાદુથી બાંધ્યો હતો. માટે તેને કેદમાં પુરવો જોઈએ." રાજાએ તે વાત કબુલ કરી અને અલાદ્દીનને કેદમાં પુરવાનો તેના નોકરોને હુકમ કર્યો. અલાદ્દીનને કેદ કરવામાં આવ્યો પણ થોડા જ વખતમાં તેને છુટો કર્યો. તે ચાળીસ દિવસમાં રાજકુંવરીસહિત મહેલ પાછો ન લાવે તો તેનો શિરચ્છેદ કરવો એવો હુકમ કર્યો.

એક વખત અલાદ્દીન મહેલની શોધમાં ફરતો હતો, તેવામાં તે લપસી પડયો, અને લપસી પડવાથી તેના હાથે પહેરેલી જાદુગર-

વાળી વીંટી ઘસાઇ. ઘસાતાં જ તેમાંથી ગુફાવાળો રાક્ષસ બહાર નીકળ્યો. અલાદ્દીને તેને કહ્યું, "પેલો મહેલ જ્યાં હોય ત્યાંથી અહીં લઈ આવ." રાક્ષસે કહ્યું, "તે મહેલ લાવવા જેટલું બળ મારામાં નથી. દીવાનો ગુલામ તે કામ કરી શકે." અલાદ્દીને ત્યાર પછી તેને જ્યાં મહેલ હોય ત્યાં લઇ જવા કહ્યું. રાક્ષસ તરત જ તેને જ્યાં મહેલ હતો ત્યાં આફ્રિકામાં લઈ ગયો. અલાદ્દીન મહેલમાં ગયો અને રાજકુંવરીને મળ્યો. રાજકુંવરી પણ તેના પતિને જોઈ ઘણી રાજી થઇ, અને બનેલી બીના કહી. વળી તેણે એમ પણ કહ્યું કે જાદુગર દીવો પોતાના ઝભ્ભામાં છાતી પાસે રાખે છે. અલાદ્દીને તેને એક જાતની ઝેરી ભૂકી આપી અને કહ્યું, "આ ભૂકી જાદુગર ખાવા બેસે ત્યારે દારૂમાં નાખી તેને આપજે." રાજકુંવરીએ તેમ કર્યું. ઝેર પેટમાં જવાથી રાક્ષસ ત્યાં જ બેભાન થઇ ઢળી પડયો, અને મરણ પામ્યો.

અલાદ્દીને પછી તેના ઝભ્ભામાંથી દીવો કાઢી લીધો અને તે ઘસી રાક્ષસને બોલાવી તે દીવાના રાક્ષસને મહેલ હતો ત્યાં લઇ જવા હુકમ કર્યો. રાક્ષસ ઉડયો અને એક પળમાં તેની મૂળ જગ્યાએ મહેલને મૂકી દીધો. રાજાને જ્યારે મહેલ આવ્યાની ખબર પડી ત્યારે તે ઘણા આનંદથી તેની પુત્રીને મળ્યો.

અલાદ્દીને દીવાની બધી વાત રાજાને કહી અને દીવો કેવી રીતે ગયો તે પણ કહ્યું.

થોડા વર્ષમાં રાજા મરણ પામ્યો અને અલાદ્દીન આખા રાજ્યનો રાજા થયો. તે પછી અલાદ્દીન અને રાજકુંવરીએ લાંબા વખત સુધી સુખથી રાજ્ય કર્યું.

———



અલાદીનનું જાદુઈ ફાનસ

તે ઘણા આનંદથી પોતાની પુત્રીને મળ્યો. [ પાન ૩૨ ]



અલાદીનનું જાદુઈ ફાનસ
રાજકુંવરીએ તેમ કર્યું.

[ પાન ૩૨ ]

# થોડું થોડું બધું

કરના કચરી નાખનારા બોજાતળે પીલાતા એક ગરિબ અને અજ્ઞાન ખેડુત ઉપર એક નાનકડા દેશી રાજ્યમાં કોઈ અપરાધ સર ફરિયાદ થઈ અને તેનો સો રૂપિયા દંડ થયો. ખેડુત દરબાર પાસે બહુ જ રડી પડયો ને કરગરવા લાગ્યો કે, માબાપ! મારી પાસે સો રૂપિયા નથી તે કયાંથી લાવું? દરબારે હુકમ કર્યો કે જો તું સો કાંદા ખાય અથવા સો ખાસડાં તારી પીઠ ઉપર લગાવવા દે તો તને સજા માફ કરૂં. ખેડુતે બિચારાએ વગર સમજ્યે તેમ કરવાની હા પાડી અને કાંદા ખાવા તૈયાર થયો. કાંદા આણ્યા અને ખેડુત ખાવા લાગ્યો. કાચા કાંદા ખાવા તે કાંઈ રમતની વાત છે? બે પાંચ કાંદા ખાતાં ખાતાં તો ખેડુતની આંખમાં શ્રાવણ ભાદરવો ચાલ્યો. બિચારાએ જેમ તેમ કરી થોડાક કાંદા ખાધા ને પછી થાકી ગયો. તેણે કહ્યું, હવે તો ખાસડાં જ મારો! દરબારના નીચ, નિર્દય, જુલમી અધિકારીઓએ કચકચાવીને તેને ખાસડાં મારવા માંડયાં. એકકે ઉપાય જડયો નહિં. આખરે તેણે રૂપિયા આપવાનું કબુલ કર્યું ને માગીતાગી ગમે તેમ કરી એ દુષ્ટ રાજાનો દંડ ભર્યો. કાંદા ને ખાસડાં ખાધાં તે નફામાં!

---

## નીમકહલાલ નોકર

એક શેઠનો છોકરો એક વાર નદીમાં ન્હાવા જવા તૈયાર થયો. શેઠે સાથે પોતાનો નોકર હતો તેને મોકલ્યો. બપોરનો વખત અને નદી કિનારાનો એક એકાંત ભાગ એટલે ત્યાં કોઇ હતું નહિ. છોકરો પોતાનાં કિમતી કપડાં પગથીયાંપર મૂકી નોકરને કહેતો ગયો કે, જોજે, કપડાં સાચવજે, મોંઘા દાટ છે. હું ન્હાવા પડું છું.

છોકરો એમ કહીને નદીમાં ન્હાવા ઉતર્યો. પણ નદીમાંની લીલ પગથીએ ચોંટેલી હતી તે ઉપરથી પગ લપસી જવાથી છોકરો પાણીમાં ડુબવા લાગ્યો. કિનારાપર બેઠેલા નોકરે પોતાના નાના શેઠને ડુબતો જોયો. પણ તે તો વફાદાર નોકર હતો ! નાના શેઠે તેને કપડાં સાચવવા કહ્યું હતું, કાંઇ ડુબતો બચાવવા કહ્યું હતું ? બચાવવા જાય ને કપડાં કોઇ ચોરી જાય તો ? તે જડભરત નોકર ત્યાં જ બેસી રહ્યો અને બિચારો શેઠનો છોકરો તરતાં નહોતું આવડતું એટલે પાણીમાં ડુબી મુઓ ! ડાહ્યો દુશ્મન સારો પણ મૂરખ મિત્ર ખોટો, તે આનું નામ.

———

# લુંટારો બન્યો

રૂપીઆની થેલી લઈને એક ઇરાની એક ગામથી બીજે ગામ જવાને નીકળ્યો. રસ્તામાં એક લુંટારૂ મળ્યો. રસ્તો ઉજ્જડ હતો, અને તેની પાસે તૈયાર ભરેલી પીસ્તોલ હતી. લુંટારાએ એકદમ પીસ્તોલ ઈરાનીની સામે ધરી, અને માલ સોંપી દેવા કહ્યું. તેણે માલ સોપી દીધો અને કહ્યું, "મારા શેઠ એમ ધારશે કે માલ મેં ઉચાપત કર્યો છે. માટે મારા કપડાંમાં તારી પીસ્તોલની ગોળીથી કાણું પાડી આપ, જેથી શેઠની ખાત્રિ થાય કે માલ લુંટાઇ ગયો." લુંટારાએ જુદી જુદી જગાએ પીસ્તોલ ફોડીને કપડાંમાં બે ત્રણ કાણાં પાડયાં. ઇરાની બીજી વધારે જગ્યા બતાવતો ગયો. ચાર, પાંચ-છ કાણાં પડયાં. લુંટારો બોલ્યો: "હવે મારી પીસ્તોલ ખલાસ થઈ. હવે વધારે કાણાં નહિ પડે." ઈરાનીએ જોયું કે હવે કાંઈ બીક નથી. તરત લુંટારા ઉપર હુમલો કરીને તેણે પોતાની થેલી પાછી લઈ લીધી ને ત્યાંથી ચાલતી પકડી.

---

# સંતોષી નર સદા સુખી.

એક ગામમાં એક ગરીબ ખેડુત રહેતો હતો. તે હંમેશાં સંતોષ અને આનંદમાં જ રહેતો. જ્યારે જ્યારે કોઈને દુઃખ પડતું ત્યારે તેની પાસે જઈને તે કહેતો કે, ભાઈ આ દુઃખ નથી પણ સુખ જ છે. ઈશ્વર જે કરે છે તે સારાને માટે જ હોય છે. હંમેશાં સુખ અને સંતોષમાં રહીશું તો આપણને દુઃખ જણાશે નહિ.

એક વખત આ ગરીબ ખેડુતનો પગ સડવા લાગ્યો. તેથી તેને પગ કપાવાની જરૂર પડી. આમ છતાં આ આનંદી ખેડુતે તો સંતોષજ માન્યો. એક વખત તેના કેટલાક મિત્રો તેને ઘેર આવેલા હતા તેમાંથી એક જણ તેને કહેવા લાગ્યો, ભાઇ, તું દરરોજ કહેતો હતો કે ઈશ્વર જે કરે છે તે સારાને માટે. તો આ તારો પગ કપાયો એમાં તને શું ફાયદો થયો ? પેલા માણસે સંતોષથી જવાબ આપ્યો, જુઓ ભાઇ, ઈશ્વરે તો સારૂં જ કર્યું કહેવાય. કારણ કે હવે મારે બે જોડાને બદલે એક જોડાના જ પૈસા ખરચવા પડશે. આ વાત પરથી સાર એ લેવાનો છે કે આપણે હંમેશાં સંતોષ અને આનંદમાં રહેવું, ને પ્રભુપર દૃઢ શ્રધ્ધા રાખવી.

# કંથડકાકાની નવી વહૂ

કંથડ કાકા બીજી વારની બૈરીને સ્વધામ પહોંચાડી આવ્યા ને ત્રીજી વાર ઘર માંડયું. તેમની નવી બૈરી એક દિવસ ધ્રુસ્કે ધ્રુસ્કે રડતી હતી. કાકા ઘણુંય છાની રાખવા મહેનત કરે પણ કાંઇ વળે નહિ. બહુ પટાવી પટાવીને પુછતાં જણાયું કે તેમની નવી સ્ત્રીને તેમની પહેલી વારનાં છોકરાંઓ 'મા' કહેતાં નહોતાં ! કંથડ કાકાનો મિજાજ એકદમ ગયો. એ નાપાક છોકરાં એમના મનમાં સમજે શું ? તે ગુસ્સાથી બોલી ઉઠયા, "છાની રહે; રડમા. તે ના શું કહે ! તેમને શું, તેમના બાપને પણ તને મા કહેવી પડશે !"

તેમની સ્ત્રી આંખમાં આંસુ સાથે ખડખડાટ હસી પડી. કંથડકાકા પણ ખુશી થયા, પણ સમજ્યા નહિ કે તેમની વહૂ કેમ હસી હતી તમે તો સમજ્યાંને ? હં ?

---

# બીરબલની ચાલાકી

અકબર બાદશાહના વખતમાં એક વખત એક વિચિત્ર કરાર ઉભી થઇ. એક માણસે પોતાનો કુવો બીજા માણસને વેચાણ આપ્યો. પણ પેલો માણસ જ્યારે પાણી ભરવા લાગ્યો ત્યારે જૂનો માલિક કહે, એ નહિ બને. મેં તને કુવો વેચ્યો છે. કાંઈ કુવાનું પાણી વેચ્યું નથી. તને પાણી નહિ ભરવા દઉં.

વાત વધી પડી. આખરે આ મામલો દરબારમાં ગયો. બધાં મુંઝવણમાં પડયાં. છેવટે બીરબલે તોડ કાઢયો કે જૂના માલિકે કુવો વેચ્યો છે પણ પાણી નથી વેચ્યું એ વાત ખરી છે. પણ તેણે પારકાના કુવામાં પોતાનું પાણી રાખીને કુવો ખરીદનારનો ગુન્હો કર્યો છે. માટે ખરીદ્યાની મિતિથી આજ સુધી પોતાનું પાણી પારકાના કુવામાં રાખવા બદલ તેણે ખરીદનારને રોજના એક રૂપિયા લેખે ભાડાની રકમ ચુકાવી આપવી ને આજ ને આજ પોતાનું પાણી ખાલી કરી જવું. નહીતર રોજના હવેથી સો રૂપિઆ દંડ થશે !

કુવો વેચનાર તો આ ચુકાદો સાંભળી આભો જ બની ગયો. તેણે પોતાની આડાશ છોડી દીધી અને બીરબલની માફી માગી. છેવટે કુવો વેચનારને તમામ હક્ક છે એમ તેણે કબુલ કર્યું અને એ રીતે મુકદમાની માંડવાળ થઈ.

# કુતરાં, બીલાડાં અને ઉંદરો

જૂના જમાનામાં, હજારો વર્ષોથી પણ પહેલાં, કુતરાં બીલાડાં અને ઉંદરો એક બીજા સાથે હળી મળીને રહેતાં હતાં. એક વખતે કુતરાંઓએ પોતાના ઘરોના અગત્યના દસ્તાવેજી કાગળો બીલાડાંઓને સાચવી રાખવા આપ્યા અને એવી સરત કરી કે તમારે અમારી જોડે અમારા ઘરમાં રહેવું, પણ જો તે દસ્તાવેજી કાગળોનો નાશ થશે તો અમે તમને જીવથી મારી નાખીશું. બીલાડાંઓએ આ સરત કબુલ રાખી. કેટલાક દિવસ પછી બીલાડાંઓએ વિચાર કર્યો કે આપણે તે કામ ઉંદરને સોંપીએ. તેઓ ઉંદર પાસે ગયાં અને બધી વાત કરી. ઉંદરોએ કાગળો સાચવવા કબુલ્યું અને ત્યાર પછી કેટલાક દિવસ સુધી કુતરાં, બીલાડાં અને ઉંદરો એક સાથે સંપથી રહ્યાં.

તે વાતને ઘણા દિવસ વિતી ગયા. એક વખત ભયંકર દુકાળ પડયો. તેમાં ઘણાં જીવ જંતુ તેમ જ માણસો ભૂખે મરવા માંડયાં. ઉંદરોને કાંઇ પણ ખાવાનું નહિ મળવાથી તેમણે પેલા દસ્તાવેજો ખાવા માંડયા. કુતરાઓને પણ કાંઇ ખાવાનું નહિ મળવાથી તેમણે પોતાનાં ઘરબાર વેચીને ખોરાક ખરીદવા વિચાર કર્યો. તેમણે જંગલના વરૂ

તેમ જ બીજાં પશુઓને પોતાનાં ઘરો વેચી દીધાં અને ખોરાક લાવીને ખાધો. પણ તે ખોરાક કેટલા દિવસ ચાલે ? તે ખોરાક થોડા જ દિવસમાં પુરો થઈ ગયો અને તે પાછા ભૂખે મરવા માંડયાં. હવે કુતરાં પાસે ખોરાક કે ઘર કાંઈ રહ્યું નહિ, આથી તે જંગલ છોડી (ગામમાં) લોકોની વસતિમાં આવ્યાં. કુતરાં જોડે બીલાડાં તેમ જ ઉંદરોનાં ઘર પણ ગયાં તેથી તે પણ ગામમાં આવ્યાં.

કેટલાક દિવસ પછી કુતરાંઓને વિચાર થયો કે આપણી પાસે આપણા ઘરના દસ્તાવેજો છે તે આપણે રાજાને બતાવીએ અને આપણાં જુનાં ઘર વરૂ અને શિયાળવાં પાસેથી પડાવી લઈએ. આ વિચાર અમલમાં મૂકવા કુતરાંઓએ બીલાડાં પાસે દસ્તાવેજો માગ્યા. બીલાડાંઓએ કહ્યું: "તે ઉંદરો પાસે છે." આથી તે ઉંદરો પાસે ગયાં ઉંદરોએ તો તે કરડી ખાધા હતા; એટલે કુતરાંઓએ પોતાનું વેર વાળવાને બીલાડાંને મારી નાખવા માંડયાં. બીલાડાં પણ પોતાનું વેર લેવા ઉંદરોનો ઘાણ કાઢવા માંડયાં. આ વાતને હજારો વર્ષ થઈ ગયાં. હજુ પણ આ વેર મટયું નથી; અને ક્યારે મટશે તે પણ કહેવાય નહિ. કુતરાં ત્યાર પછી ગામમાં રહેવા લાગ્યાં અને લોકોની માલમિલ્કત સાચવવાની નોકરીમાં જોડાઈ ગયાં. બિલાડાં અને ઉંદરો કાંઈ પણ ધંધો ન ખોળતાં લોકોને ત્રાસ આપવાના કામમાં જોડાઇ ગયાં. ત્યારથી કુતરાંને બિલાડાં જોડે અને બિલાડાંને ઉંદરડાંઓ જોડે બાપે માર્યું વેર ચાલ્યું આવે છે.

---

## કંજુસની કરણી.

એક વેળા વિલાયતના એક ગામમાં એક બુઢ્ઢો કંજુસ રહેતો હતો. તેનું નામ ડોનાલ્ડ હતું. એક નાનાં ઝુંપડામાં તે રહેતો હતો. પોતે કરોડપતિ હતો, છતાં પોતાનું ગુજરાન જેમ બને તેમ કરકસરથી જ તે કરતો. તેનાં ઝુંપડાંમાં કંઈજ નહિ પણ રસ્તામાં પડેલાં ચીથરાં, લાકડાંના કટકા, અને બીજી એવી જ નકામી વસ્તુઓનો મોટો સંગ્રહ પડેલો હતો. રસ્તામાંની બધી ચીજોને તે ઘણીજ કીંમતી માનતો હતો. ઘણી વાર નાનાં બાળકો, તેને ફાંટાં તુટાં વસ્ત્રોમાં ફરતો દેખી હાકણો કહી ખીજવતા ને પાછળથી પથરા મારવા પણ ચુકતા નહિ. એમ છતાં ડોનાલ્ડ નિશાળે જતાં બાળકો પાસે પોતે તેમને કાંઇ આપવાને બદલે તેમની પાસેથી કંઇ વસ્તુ માગીને ખાઇ જતો !

જ્યારે રાતનો વખત થતો અને બધા ઉંઘમાં પડતાં ત્યારે તે પોતાના ઝુંપડાંના બારી બારણાં હળવેથી બંધ કરતો અને પછી ઝુંપડાંમાં આવેલું એક લાકડાનું પાટીઉ તે ઉંચકતો એટલે એક ભોંયરૂં નિકળતું. તેમાં તેણે પુષ્કળ રૂપીઆ અને સોના રૂપાના દાબડા

તાડી રાખેલા હતા. તે રૂપીઆ અને સોના રૂપાથી ભરેલા દાબડાઓ આવી રીતે રોજ રાત્રે બહાર કાઢી ગણતો ને બરાબર તપાસતો.

એક ભર વરસાદની રાતે જ્યારે તે પોતાના રિવાજ મુજબ પ્રા ગણતો હતો ત્યારે તેણે, કોઇને પોતાનું બારણું ક્તાં સાંભળ્યું. તુરત પોતાની માલ મિલ્કત ઝડપથી સંતાડી ધી અને ઢાંકણું ઢાંકી દઇ ઉપર એક ખુરસી ગોઠવી દીધી અને ની આગળ એક ટેબલ મૂકી. પછી ટેબલ ઉપર પાણીનો એક ટો. સુકા પાંઉનો એક ટુકડો અને પુરાણા વખતનું એકાદ માનપત્ર મૂક્યું, જેથી બારણું ઠોકનાર માણસ તે શું કરતો હતો જાણી શકે નહી. બધું બરાબર કર્યા પછી તેણે પુછયું, "કોણ છે?" ત્તર મળ્યો કે આવા સખત તોફાનમાંથી બચવાને આશરો ઇએ છે. અવાજ પરથી બોલનાર એક સ્ત્રી લાગી અને તેથી તેણે ાચેથી બારણું ઉઘાડયું. સફેદ પોશાકમાં સજ્જ થયેલી ક સ્ત્રી અંદર દાખલ થઈ. પરંતુ ડોનાલ્ડ તેને જોઇ બ્હીવા લાગ્યો ને બ્હીકથી પુછયું, "તારે અહી શું કામ છે?"

સ્ત્રીએ ઉત્તર આપ્યો કે, "હું તમારી પાસે ગરીબ માણસોને ;દ કરવા માટે બે એક ગીની લેવા આવી છું."

કંજુસ ચીચીયારી પાડી બોલ્યો, "બેએક ગીની? બાઇ! ને જાણતાં જ હશો કે હું આ ગામમાં સૌથી ગરીબમાં ગરીબ . માટે હું દીલગીર છું કે તમને કોઈ પણ રીતે કંઈ પણ આપી તો નથી. માફ કરશો."

સ્ત્રી બોલી, "ત્યારે તો એક શીલીંગ પણ આપો."

ડૅાનાલ્ડે કહ્યું, "અરે બાઈ! તમે જ વિચાર કરો કે મારી પાસે એક શીલીંગ જેવું પણ જો હોત, તો હું આવી સ્થિતિમાં કદીએ રહેત કે?"

સ્ત્રી બોલી, "વારૂ ત્યારે અર્ધી શીલીંગ તો આપો?"

કંજુસે ઉત્તર આપ્યો, "બાઈ તમે ઘેલાં થયેલાં છો! કદાચ એમ પણ ધારો કે હું અર્ધી શીલીંગ પણ ધરાવતો હોઉં! પણ તે અર્ધી શીલીંગ જયારે તમને આપી દઉં ત્યારે શું હું ભુખે મરૂં?"

સ્ત્રીએ કહ્યુ "વારૂં ત્યારે એક પેન્સ તો તમે તેમાંથી આપી શકશો જ?"

પણ જવાબમાં ડોનાલ્ડે માથું હલાવ્યું અને પછી બોલ્યો, "ના, ના, મારાથી એક પેન્સ પણ તમને આપી શકાવાનો નથી."

પેલી સ્ત્રી જમીન પરથી એક લાકડાંનો કટકો ઉંચકતી ઉંચકતી બોલી; "ત્યારે તો મને આ લાકડાંનો કટકો આપો." આ જોઈ ડોનાલ્ડ દમ પર આવી જઈ બોલ્યો, "નહી નહી; એ લેવાશે નહી. કેમકે એ તો સારા લાકડાંનો કટકો છે." પણ પેલી સ્ત્રીએ ઘણા જ કાલાવાલાથી કહ્યું, "એટલો લાકડાનો કટકો જો તમો આપશો તો ગરીબ માણસોને બળતણના સ્થળે બાળવા ને તાપણું કરવા કામ લાગશે ને તે તમને ઘણી દુઆ દેશે."

ડોનાલ્ડે તેની તરફ કરડી નજરથી જોયું અને મનમાં તો એવું ધાર્યું કે તેના હાથમાંથી આ ટુકડો પણ લેઈ લે. પણ પછી કંટાળી જઈ બોલ્યો, "ચાલ વારૂ આ લઇને જલદી ભાગી જા." ડોનાલ્ડની જીંદગીમાં આ પહેલી જ બક્ષિસ હતી!

પેલી સ્ત્રી તે લાકડાંનો કકડો લઇ જતી રહી. પરંતુ તેના જવા પછી તે ઘણો જ બ્હીન્યો. તેણે ગભરાયેલા ચહેરે બારણું બંધ કીધું ને ધ્રુજતો તેમ જ અકળાયેલો પોતાના બીછાના ઉપર ગયો પરંતુ એની અજાયબી આ હતી કે જ્યારે પણ તે પેલી સ્ત્રીને આપેલી બક્ષિસ યાદ કરતો ત્યારે વારંવાર બોલતો કે ખરેખર તે લાકડુ ઘણું જ કીમતી હતું. ઉદાર થવું એ ઘણી સારી વાત છે, પણ રખેને લોકો બીજા શ્રીમંતોની અદેખાઇ કરે તેમ મારી પણ કરે!

આ બનાવને એક મહીનો પસાર થઇ ગયો અને એક દિવસે રાત્રે ફરી પેલો જ અવાજ તેના કાને સંભળાયો. ડોનાલ્ડે આગળની પેઠે પોતાની દોલત સંતાડી દીધી.

"ડોનાલ્ડ! એ તો હું છું. જરા બારણું ઉઘાડીને મને અંદર લે." તે સ્ત્રી બોલી.

ડોનાલ્ડ ધીમેથી બોલ્યો, "વળી તું શા માટે અહીં આવી? મારા જેવો ગરીબ બીજા ગરીબને શું આપી શકે?" એમ કહેતાં તેણે બારણું ઉઘાડયું કે તુરત પેલી સ્ત્રી અંદર દાખલ થઇ અને બોલી, "ચાલો, હવે મને આજે તમે શું આપશો?"

ડોનાલ્ડે જવાબમાં પોતાની આસપાસ અને ઉપર નીચે જોયું અને પછી એક ખુંટી પર લટકેલા દોરડાનો કટકો તે સ્ત્રીના હાથમાં મૂકતાં તે બોલ્યો, "જો આ દોરડાંનો કટકો ઘણો મોંઘો ને સારો છે. પણ, જા લઇ જા. તે તને આપી દઉ છું." એક પણ શબ્દ વધુ બોલ્યા વિના તેણીએ તે કટકો લીધો ને ચાલી ગઇ.

તે પછી ડોનાલ્ડ ઉંઘી ગયો અને તેને સ્વપ્ન આવ્યું કે તેણે બહુ સારી સખાવત કરી હતી. કોઇ વેળા તે એકલો જ પોતાના મન સાથ બબડતો કે, "લોકો કહે છે તેમ હું કંઇ એટલો બધો કંજુસ નથી. કેમકે હું હમેશ ગરિબ માણસોને માટે દોરડાં ને લાકડાંનાં કટકા ઉદાર દિલથી આપી દઉં છું!"

એક દિવસે એવો બનાવ બન્યો કે કંજુસ ડોનાલ્ડ ઘણો જ માંદો પડયો અને બિછાના પરથી તેનાથી ઉઠી શકાયું નહિ. તેના પાડોશીઓએ તેને વૈદને બોલાવવા કહેતાં પૈસા જતા રહે એ બીકથી તે વૈદને બોલાવવા અખાડા જ કરતો. હવે બન્યું એમ કે એક સવારે જ્યારે તે ઉંઘમાંથી જાગી ઉઠયો ત્યારે પેલી જ સ્રીને પોતાના બીછાના આગળ ઉભેલી જોઈ. તેણીએ કહ્યું, "મને કંઇ પણ મદદ કર."

ડોનાલ્ડે કહ્યું, "તું જુએ છે કે હું બિમાર છું, તેથી વધારે ગરીબ થઇ ગયો છું. પણ તું કોઈ દિવસે મારા હાથે ખાલી નથી ગઈ. માટે જા. મારા આગલા બારણા આગળ કુંચી પડેલી છે તે લઈ જા. ઘણી સરસ છે અને તાળાં કુંચીવાળો એના તને ચાર પેન્સ આપશે."

"ચાલ, ત્યારે હવે હું જાઉં છું" એટલું બોલી તેણી તેની નજર આગળથી ગુમ થઇ ગઈ.

રાત પડી અને તે ભર ઉંઘમાં પડયો તેમાં તેણે સ્વપ્ન જોયું.

એક કાળી પણ જોરથી વહેતી નદી નજીક ડોનાલ્ડે પોતાને ઉભેલો જોયો, અને તેની નજીક એક ભવ્ય મકાન જોયું.

ત્યાં એક ફિરસ્તો ઉભેલો હતો. તેણે ડોનાલ્ડને કહ્યું "આ મકાન શું છે એ તું જાણે છે?"

ડોનાલ્ડે ધ્રૂજતાં ધ્રૂજતાં જવાબ આપ્યો, "નહિ."

પેલા ફિરસ્તાએ કહ્યું, "આ સ્વર્ગનો દરવાજો છે."

ડોનાલ્ડ બોલ્યો. "મને અંદર દાખલ કરશો?"

ફિરસ્તાએ ઉત્તર દીધો, "જો તું આ નદી પસાર કરી ઉંચા પહાડ પર જઇ ત્યાંનો દરવાજો ઉઘાડે અને ત્યાં ઉભેલો ફિરસ્તો તને જવા દે તો જા!"

ડોનાલ્ડ, ત્યાં શી રીતે જઇ શકે તેના વિચારમાં હતો તેટલામાં પેલીજ સ્ત્રી ત્યાં જણાઈ. તુરત તે, તેણીની આગળ દોડી ગયો. પેલી સ્ત્રી બોલી, "ડોનાલ્ડ, હું તને તારી બક્ષિશ પાછી આપું છું. તેં મને જે લાકડાનો કટકો આપ્યો હતો તે હું તને પુલના રૂપમાં આપું છું."

સ્ત્રી બોલી રહી કે નદી પર એક પુલ થઈ ગયો. કંજુસ તે ઉપર થઈ સામે કિનારે જતો રહયો. પણ હવે પહાડ પર તે કેમ ચઢે? તેટલામાં પેલી સ્ત્રીએ એક દોરડું તે પહાડ પર ટાંગી આપ્યું અને કહ્યું, "લે આ તારૂં દોરડું પાછું લઈ લે." આ દોરડાની મદદથી ડોનાલ્ડ પેલા ભવ્ય મકાન આગળ આવી ઉભો. પણ તે મકાન તો બંધ હતું. તે નિરાશ થઇ બોલ્યો, "ઓ પ્રભુ! આ દરવાજો તો બંધ છે! હું અંદર શી રીતે જઇ શકું?" તેવામાં પેલીજ સ્ત્રી પાછી આવી અને કહ્યું, "ડોનાલ્ડ! તુ ગભરાતો નહિં. લે, આ તારી કુંચી હું તને પાછી આપી દઉં છું."

અને તે કુંચીવતી તેણે તે ભવ્ય મકાન ઉઘાડયું. પરંતુ ફિરસ્તાએ તેને અંદર પેસવા દીધો નહી ને કહ્યું કે, "હજી તેં તારી સખાવતનો સારો ઉપયોગ કર્યો નથી. માટે તારાથી અંદર અવાશે નહિ."

ઉપલું સ્વપ્ન જોયા પછી તેની આંખો ઉઘડી ગઈ. તેણે પ્રભુની પ્રાર્થના કરી કે, જો મારી આ માંદગીમાં આટલી વાર ઉઠું તો મારી કરોડોની દોલતમાંથી ગરીબોને ઘણું દાન કરીશ. પ્રભુ ઇચ્છાથી થોડા દિવસ પછી તે સાજો થયો અને પોતાના વચન મુજબ ગરીબ ગુરબાંઓને પાળવા પોષવામાં અને દુઃખીઓનાં દુઃખ નિવારણ કરવામાં તે પોતાની દોલત વાપરવા લાગ્યો. થોડા દિવસ પછી તેને પેલું જ સ્વપ્ન પાછું આવ્યું. આ વેળા તેને પેલા દેવતાએ ભવ્ય મકાનમાં પ્રવેશ કરવા દીધો ને તે ખુશ ખુશ થઇ ગયો.

આ રીતે જે બાળકો દાન કરશે તેઓ ડોનાલ્ડની પેઠે સ્વર્ગમાં જશે. પ્રત્યેક બાળકે પોતાના બીજા બાળક બંધુઓને તંગીના સમયે ઉદાર દિલથી મદદ આપવી જોઈએ.



## તાજો રોજગાર.

એક રાજા હતો. તે એક વાર દરબારમાં પોતાના દિવાનને કહેવા લાગ્યો કે આજ તો મેં વેંગણનું શાક ખાધું તેથી મારા પેટમાં સખત શૂળ ભોંકાય છે.

તેનો પ્રધાન ખુશામતીયો ને ચાંપલો હતો. તે બોલ્યો,–"મહારાજ! ખરી વાત છે. એ નાપાક, કમ્બખ્ત, નાલાયક વેંગણની જાત જ એવી છે! જુઓને મહારાજ, બીજા કોઈ પણ શાકને એ શાક જેવા કાંટા કદી હોય છે કે? વેંગણના જ ડીંટાને કાંટા હોય છે."

ઉપરની વાતને થોડા દિવસ વહી ગયા. એક દિવસ રાજા પ્રધાનને કહે,–"પ્રધાનજી! આજે મેં વેંગણનું શાક ખાધેલું. એવું સરસ બનેલું અને તેમાં એવો તો અમૃત જેવો સવાદ આવે કે, બસ, વાત નહિ કરવાની."

પ્રધાન બોલ્યો,–"બરાબર છે મહારાજ, વેંગણનું શાક જ એવું ખુબોદાર છે. એના જેવું સ્વાદિષ્ટ શાક બીજે છે જ કયાં? આપ પૃથ્વીપરના મહારાજ અને વેંગણ શાકનો મહારાજ! મહારાજ! આપને માથે પણ તાજ છે અને વેંગણને માથે પણ ડીંટા રૂપી તાજ છે!"

રાજા કહે—"પણ દિવાનજી! તે દિવસે મેં વેંગણને ખુબ વખોડયાં ત્યારે તો તમે વેંગણની બહુ વગોવણી કરી હતી. આજે હવે આમ કેમ?

નીચ ખુશામતીયા પ્રધાને જવાબ આપ્યો—"ખુદાવિંદ! હું આપનો નોકર છું. કાંઇ વેંગણનો નોકર છું? મારે તો આપ કહો તેમ કરવાનું ને આપની હાએ હા ભણવાની!"

---

# કોળીની કન્યા યાને ગાયતુળસીવ્રતની કથા

એક બ્રાહ્મણની છોડી હતી. ગાય તુળસીનું વરત કરતી હતી. કરતી કરતી મરી ગઈ. કોળીને પેટ પડી. કોળીએ તો કહેવા માંડયું, "રાંકને ત્યાં રતન શાં ? ગરિબને ત્યાં જતન શાં ? ઢાંકણીમાં ધાણી આલો. કુલડીમાં પાણી આલો."

ઢાંકણીમાં ધાણી આપી અને કુલડીમાં પાણી આપ્યું. વનવગડે મૂકી આવ્યા. વનવગડે બેસી કન્યા ગીતો ગાય છે.

રાજાનો કુંવર શિકાર રમવા જાય છે.

"કોણ છું, કોણ નહિ. ભૂત છે ? પલીત છે ? ડાકણ છે ? શાકણ છે ?"

"ભૂત નથી; પલીત નથી. ડાકણ નથી; શાકણ નથી. હું છું કોળીની કન્યા."

"બાળા મને વર ને !"

"તમને કેમ વરાય ? તમે રાજા લોક. અમે રૈયત લોક."

"વરાય તો યે વર; ન વરાય તો યે વર"

"સારૂં જ તો ને સાતમે ને સાત દહાડે આવજો. સાત સોપારી લાવજો. કંકુનો પડો લાવજો નાડાનો છડો લાવજો. નવરંગી ચોરી ચીતરાવજો. લીલા વાંસ વઢાવજો. કાળી કીડીયાની સેર લાવજો."

રાજા સાતમે ને સાત હ્હાડે આવ્યો. સાત સોપારી લાવ્યો. કંકુનો પડો લાવ્યો. નાડાનો છડો લાવ્યો. નવરંગી ચોરી ચીતરાવી. લીલા વાંસ વઢાવ્યા. કાળી કીડીયાની સેર લાવ્યો.

એક મંગળ બે મંગળ. ત્રણ મંગળ, ચાર મંગળ. ચોથેને મંગળે. "રાણીજી રે! રાણીજી! ખાવાં હોય તો ખાઇ લેજો. પીવાં હોય તો પી લેજો. આગળ જતાં વનવગડા આવશે. ખાવા નહિ મળે, પીવા નહિ મળે."

"સારૂં જ તો ને."

એક ગાઉ ગયા; બે ગાઉ ગયા. ત્રીજે ને ગાઉએ,–"રાજાજી! રાજાજી! ભૂખો ને તરસો લાગી!"

"રાણીજી! રાણીજી! કહ્યાં'તાં તો ખરાં. ખાવું હોય તો ખાઇ લેજો. પીવું હોય તો પી લેજો. આગળ જતાં વન વગડા આવશે."

"કહ્યાં તોયે કહ્યાં. ન કહ્યાં તોયે કહ્યાં."

આડાં ને અવળાં જોયાં. ભર્યાં સરોવર જોયાં.

"જાઓને, પાણી પી આવોને."

એક પોશ પીધી; બે પોશ પીધી. ત્રીજી ને પોશે, આડાં ને અવળાં જોયાં. સરખી સહીયરો તુળસીમાને દોરડાં લેતી હતી. "બાઇ રે! બ્હેન રે! શું કરો છો ને શું નહિં? મને કહોને? હું કરૂં."

"થાય નહિં, પળે નહિં."

"થશે પળશે ને કરીશ."

"માતાને મોઢે કહીજો. કુમારિકાને કાને કહીજો. નહિ તો આપોઆપ કહેજો. માહેવજીના દેહેરામાં કહેજો. તુળસીના કયારે

કહેજો. પીપળાને પાને કહેજો. થાય તો બા કરજો રે! શ્રાવણુ શ્રાવણુ માસ આવે. દિવાસાનો દહાડો આવે. ત્રીસ સેરે ત્રીસ ગાંઠ વાળીએ. ધુપ કરી દોરડા બાંધીએ. નરણા ભૂખ્યા વાર્ત્તા સાંભળીએ. વાત ન સાંભળીએ તો અપવાસ કરીએ. ઘીનો દીવો કરીએ નહિ તો અપવાસ કરીએ. લીલાં વસ્ત્ર પહેરીએ નહિં. લીલાં ભોજન જમીએ નહિં. માથે ન્હેરી દઈએ નહિ."

"સારૂં જ તો ને."

ગામનું ગાંદરૂં આવ્યું. કન્યા રાજાજીને કહેવા લાગી, "રાજાજી રે રાજાજી! વરત લાવી; વરતોળાં લાવી."

"સારૂંજ જ તો ને. તમે લાવ્યાં, તમે કરજો."

રાજા જૂની રાણીને કહે, "રાણી! રાણી! નવી રાણી વરત લાવ્યાં. એક પળી ઘી લે તો બે મૂકજો. બે લેતાં હોય તો ત્રણ મૂકજો. ત્રણ લે તો ચાર; ચાર તો પાંચ. પાંચ લેતાં હોય તો છ, ને છ લેતાં હોય તો સાત, સાત લે તો આઠ; આઠ લે તો નવ, ને નવ લેતાં હોય તો દસ અ પજો. લીલાં વસ્ત્ર પહેરવા ન આપશો. લીલાં ભોજન જમવા ન આપશો. માથે ન્હેરી દેવા ન આપશો."

જુની રાણી લીલાં વસ્ત્ર પહેરવા આપે છે. લીલાં ભોજન જમવા આપે છે. માથે ન્હેરી દેવા આપે છે. દશ પળી લેતી હોય તો નવ દે, નવ માગે તો આઠ, આઠ માંગે તો સાત આપે. સાત માંગે તો પાંચ આપે, પાંચ માંગે તો ત્રણ દે; ત્રણ જોઈતી હોય ત્યાં બે આપે ને બે લે તો એક મૂકે. એક લેતી હોય તો અરધી આપે ને અરધી માગે તો કશું ન આપે!

દુઃખસુખનાં વરત કર્યાં. વરત કર્યાં ને તરત ફળ્યાં. એક માસ, બે માસ, ત્રણ માસ, ચાર માસ. પાંચ માસે રાખડી* બાંધી. છ માસ, સાત માસ. સાત માસે ખોળો ભર્યો. ×આઠ માસ. નવ માસ. દસ માસે રાજાએ જોશી તેડાવ્યો.

"જોશી રે જોશી. નવી રાણીને કુંવર આવે કેમ જણાય? કુંવરી આવે કેમ જણાય?"

"કુંવર આવે પુલનો દડો પડે. કુંવરી આવે તો કંકુનો પડો પડે."

રાજાની સભામાં પુલનો દડો પડયો. રાજાને ખડ ખડ હસવાં આવ્યાં.

"ચાલો; આપણે ત્યાં કૌતુક થયાં, કામણ થયાં."

જુની રાણી પોતાની દાસીને કહે, "મારા કંઠનો હાર આપું. આ છોકરાને મારી નાખ."

દાસીથી મારી ન નખાયો. ગામને ગોંદરે જઇને તુલસીને ક્યારે મૂકી આવી.

રાજાએ આવીને પૂછયું, "રાણી, રાણી. નવી રાણીને શું આવ્યું?"

"કોળીની કન્યા! રાજાને પરણી! શું આવે? ને શું નહિ? સુંથીયું ને સાવરણી જ તો ને!"

રાજાનું મન તો ઉદાસ થયું.

---

*રાખડી બાંધવી એટલે ગર્ભવતી સ્ત્રીના ગર્ભને કાંઇ અડચણ ન આવે અને તે સ્ત્રી ક્ષેમ કુશળ રહે તે માટે પંચમાસીનો શાસ્ત્ર પ્રમાણે વિધિ કરી રક્ષા બંધન કરવું તે.

× ઉપરનો જેવો પાંચ માસનો, તેવો જ સાતમા માસનો શાસ્ત્રની ક્રિયા મુજબનો વિધિ ગર્ભવતી સ્ત્રી માટે કરે છે તેને ખોળો ભરવો કહે છે.

છોકરો ગાયમાને ગાળે પડયો. તુળસી માને કયારે પડયો. મેઘરાજા ન્હવરાવે છે. ગાય મા ધવરાવે છે. તુલસીમા ઉછેરીને મોટો કરે છે. તે દહાડે ન વધે એમ રાતે વધે છે. છોકરો તો મોટો થયો.

"ગાયમા ! તુળસી મા ! અમને રમત આપોને !"

"આપણે જોગી સન્યાસીને રમત શી ?"

"હોય તોય હોય. ન હોય તોય હોય."

"જાને સુથારીને ઘેર."

"સુથારી રે સુથારી ! લાકડાનો ઘોડો કરી આપ."

"લાકડાનો ઘોડો કેમ થાય ?"

"થાય તોય કરી આપ. ન થાય તોય કરી આપ."

કાષ્ટનો ઘોડો લઈને કુંવર ઘેર ગયો.

"ગાયમા ! તુળસીમા ! એને શું કરૂં ?"

"સરોવરે જઈને પાણી પાઈ આવ."

છોકરો પાણી પાવા ગયો. રાજાની રાણીઓ ન્હાવા આવી.

"કાષ્ટના ઘોડા ! કાષ્ટના ઘોડા ! પાણી પો ! પો !"

"ઘેલા છોકરા ! ગાંડા છોકરા ! કાષ્ટના ઘોડા તે પાણી પીતા હશે ?"

"ઘેલી રાંડો, ગાંડી રાંડો ! રાજાની રાણી સુંથીયું ને સાવરણી જણતી હશે ?"

રાણીઓ રડતી કકળતી ઘેર ગઇ. ઘેર જઈને ખાટલે પડી. રાજાને કહેવા માંડયુ.

"રાજાજી ! રાજાજી ! અમને એક છોકરો મ્હેણાં દે છે."

"એવો છોકરો કોણ છે ? કાલ હું તમારી સાથે આવીશ."

બીજે દિવસ થયો. દાસીઓ પાણી ભરવા જાય છે. કુંવર પાણી પાવા જાય છે.

"કાષ્ટના ઘોડા ! કાષ્ટના ઘોડા ! પાણી પો ! પો !"

"ઘેલા છોકરા ! ગાંડા છોકરા ! કાષ્ટના ઘોડા તે પાણી પીતા હશે ?"

"ઘેલી રાંડો, ગાંડી રાંડો ! રાજાની રાણી સુંથીયું ને સાવરણી જણતી હશે ?"

રાજા મારવા ધાયો. છોકરો રડવા લાગ્યો.

"મારી મા કોણ ?"

"મારી મા ગાય મા, તુળસીમા."

"ચાલ તારી મા પાસે."

"ગાય મા ! તુળસી મા ! આ કુંવર કોનો ?"

"ભાઇ તમારો જ તોને !'

"અમારે વાંઝીયાને વળી કુંવર શા ?"

"તારી રાણીએ વરત કર્યું. વરત કર્યું ને તરત ફળ્યું. જાને, ઘેર લઇ જા. નદી વહેશે, નાળાં વહેશે. તણાઇ જશે તો દોષ બેસશે."

"ગાય માને સોનાનો મ્હેલ ચણાવી દઉં. તુલસી માને સોનાનું કુંડું કરાવી દઉં. મેઘરાજાને સોનાના થાંભલા રોપાવી દઉં !"

"અમારે તો તારૂં કશું નથી જોઈતું. તારા છોકરાને વાજતે ગાજતે ઘેર લઇ જા."

રાજા તો કુંવરને વાજતે ગાજતે ઘેર લઈ જાય છે. જુની રાણીને હીર આપ્યાં, ચીર આપ્યાં. મોતીના મોડ આપ્યા. મોતીની થાળે વધાવાનું કહ્યું. નવી રાણીને ધોળાં વસ્ત્ર પહેરવા આપ્યાં. તુળસીની માળા આપી. ઉકરડાની ટોચે ઉભો રાખી ! રાજા ને જુની રાણી કુંવરને વધાવવા જાય છે,

માના કમખાની કોશો તુટી, ધાવણની ધારો છુટી. જઇ કુંવરના મુખમાં વાગી.

"ઉઠો અહીંથી ! તમે શાનાં વધાવો ? વધાવે તો મારી મા. મા ? હીર પહેરો, ચીર પહેરો. મોતીના મોડ મૂકો. મને મોતીના થાળે વધાવી લો."

માએ (નવી રાણીએ) તો હીર પહેર્યાં; ચીર પહેર્યાં. મોતીના મોડ મૂકયા. મોતીના થાળે ( પોતાના ) કુંવરને વધાવી લીધો. બત્રીસ વાનીની રસોઇ કરી. તેત્રીસ વાનીનાં શાક કર્યાં. બાપ દીકરો જમવા બેઠા. આડોશણ આવી, પાડોશણ આવી. દીવો દેવતા લેવા આવી.

"બાઈ રે ! બ્હેન રે ! શું કર્યું ને શું ફળ્યું ? મને કહોને, હું કરૂં."

" થાય નહિ, પળે નહિ. "

"થશે, પળશે ને કરીશ. માતાને મ્હોલે કહીશ. કુમારિકાને કાને કહીશ. નહિ તો આપોઆપ કહાશ. મહાદેવજીના દહેરામાં કહીશ. તુલસીના કયારે કહીશ. પીપળાને પાને કહીશ. "

" થાય તો બા કરજો રે ! શ્રાવણ શ્રાવણ માસ આવે. દિવાસાનો દહાડો આવે. ત્રીસ સેરે ત્રીસ ગાંઠ વાળીએ. ધુપ વાસી દોરડા બાંધીએ. નરણા ભૂખી વાર્તા સાંભળીએ. વાર્તા ન સાંભળીએ તો અપવાસ કરીએ. લીલાં વસ્ત્ર પહેરીએ નહિ. લીલાં ભોજન જમીએ નહિ, માથે ન્હેરી દઈએ નહિ. "

"પ્હેલે વરસે ઘડો ને લાડવો, તેને આપે રમતો બાલુડો. બીજે વરસ સુપડું ને કાપડું. તેને આપે રહેવાનું ઝુંપડું. ત્રીજે વરસ ચણીયો ને ચોળી. તેને પાંચ પુતરની ટોળી. ચોથે વરસે ચોખાનું કુડું, તે સ્ત્રીને હેવાતણ રૂડું. પાંચમે વરસે ખાંડનું ભાણું, તેને આવે વૈષ્ણવનું આણું. "

પેલી (પાડોશણ) તો ઘેર ગઈ. એક દિવસ વાત સાંભળે તોયે ખાય; ન સાંભળે તોય ખાય. ઘીનો દીવો કરે તોય ખાય,

ન કરે તોય ખાય. લીલાં વસ્ત્ર પહેરે પણ ખરી ને ન પણ પહેરે. એને તો એક માસ, બે માસ, ત્રણ માસ, ચાર માસ, પાંચ માસ, છ માસ, સાત માસ, આઠ માસ, નવ માસ ને દસ માસ થયા. દશમે માસે કોહેલી કુબડી છોકરી આવી. તે તો રાણીને બારણે અછાડવા ગઈ, પછાડવા ગઈ.

"બાઈ રે! બ્હેન રે! એ મારે બારણે શીદ અછાડે પછાડે છે? તારા વરતમાં ખામી હશે."

" મારા વરતમાં ખામી નહોતી. ફરી કહોને. ફરી કરૂં."

" થાય નહિ પળે નહિ."

" થશે પળશે ને કરીશ."

રાણીએ તો ફરીથી વૃતની વાત કરી. પેલી ઘેર ગઈ. વાત સાંભળતી નથી તો અપવાસ કરે છે. ઘીનો દીવો નથી કરતી તો અપવાસ કરે છે. લીલાં વસ્ત્ર પહેરતી નથી. લીલાં ભોજન જમતી નથી. માથે ન્હેરી દેતી નથી.

એક માસ, બે માસ, ત્રણ ને ચાર, પાંચ, છ, સાત, આઠ, નવ ને દસ માસ પુરા થયા. દસ માસે તેને તો કનઈયો કુમાર આવ્યો.

હીંડોળા ખાટે હીંચે છે. પાનનાં બીડાં ચાવે છે. પાન પીચકારીઓ મારે છે. કુંવરને ધવરાવે છે.

ઉચી નીચી ખડકી. મેં વાવ્યાં છે તલ તુળસી.

તુળસી મા, વૃંદાવનની રાણી! પ્હેરે અંબરની સાડી.

તલ તુળસી ગીરધારી લાલ! મેં કર્યાં શ્રાવણીઆ ચાર. એક શ્રાવણ છુટી, તો ચોરનો અવતાર છુટી!

તુળસી માની જય!



**કોળીની કન્યા**

તેને તો કનઈયો કુમાર આવ્યો. [ પાન ૫૬ ]



કોળીની કન્યા

ઉંચી નીચી ખડકી. મેં વાવ્યાં છે તલ તુળસી. [ પાન ૫૬ ]

# સોરાબ અને રૂસ્તમ

## પ્રાચીન ઈરાનની એક યાદગાર વાર્તા

શાહનામાનો રચનાર કવિ ફીર્દોસી જણાવે છે કે ઈ. સ. પૂર્વે આશરે ૬૦૦ વરસ પહેલાં અરલ સરોવર અને ઈરાની અખાત વચ્ચે ઈરાન (પર્શીયા) અને તુરાન (તાર્તરી કે તુર્કસ્તાન) નામનાં બે મોટા રાજ્યો આવેલાં હતાં. તેઓની સરહદ જીહુન નદી (અમુદરીઆ) થી જુદી પડતી હતી. એ નદીનો વિશાળ પટ બન્ને રાજ્યોના અરસપરસ ઝઘડા આળસાવવાને પુરતો નહોતો.

ઈરાનના રાજ્યમાં રૂસ્તમ નામે એક વીર યોધ્ધો હતો. તેણે તુરાનના શહેનશાહ અફ્રાંસિયાબ સામે ઘણી વાર જીત મેળવી હતી. છેવટની મોટી ફત્તેહથી બન્ને રાજ્યો વચ્ચે થોડા સમય થયા સમાધાની ચાલતી હતી. પરંતુ ઈરાનનો શાહ કાઈકાઉસ નબળો અને મોળો હોવાથી ઝાઝી વાર સુલેહ ટકી રહે એવો રૂસ્તમને ભરોસો નહોતો. તન તોડ મહેનતનું પરિણામ કાયમ ટકશે નહી એવા ખ્યાલથી તેને અફસોસ થતો હતો.

ઉદાસી મટાડવા રૂસ્તમ એક વેળા હમેશ કરતાં વધારે દૂર શિકાર પાછળ નીકળી પડયો, અને જીહુન નદીની પેલે પાર તુરાનનાં જંગલોમાં દાખલ થયો. એકલો જ હોવાથી તેણે શિકારનાં તેમ જ બચાવનાં શસ્ત્રો સજ્યાં હતાં. સાંજ પડતાં તે એક મોટા ઝાડ તળે આરામ લેવા ઉતર્યો. પોતાના જાતવાન ઘોડા "રકુશ" ને, તેનાં જીન તથા લગામ ઉતારી છુટો ચરવા મેલ્યો. અને પોતે પણ નાસ્તો કરી સ્વચ્છ ઝરાનું પાણી પીને નીરાંતે ભોંય પર ઉંઘી ગયો.

સવારમાં તેનો વ્હાલો ઘોડો ગુમ થયેલો માલમ પડયો. કોઇ તુર્ક લોકો તેને પકડી ગયા હશે એમ ધારીને તેની ખરીનાં નિશાન તપાસતો રૂસ્તમ સમંગાન શહેરના પાદરમાં આવી પહોંચ્યો. જાસુસોએ ખબર આપવાથી ત્યાંનો રાજા ત્યાં પગે ચાલતો સામો આવ્યો અને તેને આવકાર આપ્યો.

રૂસ્તમે નસકોરાં ચડાવીને કહ્યું: "મારા ઘોડાને અહીંના બદમાસો ઉઠાવી ગયા છે. તેના પગનાં નિશાન અહીં સુધી દેખાય છે. જો મારો ઘોડો મને સોંપવામાં નહિ આવે તો પરિણામ જોવા જેવું આવશે."

આ સાંભળીને રાજાને માઠું તો લાગ્યું. પણ ખામોશ રાખીને તે બોલ્યો: "બિરાદર! ગુસ્સો કરવાનું કાંઇ કારણ નથી. તમારો નામીચો ઘોડો હજી સુધી રાજ્યની હકુમતમાં હશે તો બેશક તમને પાછો સોંપવામાં આવશે. હાલ તુરત મારે ત્યાં મહેમાન-ગીરી ચાખવા પધારશો એમ અરજ કરૂં છું."

રૂસ્તમે હા પાડી અને આખો દહાડો ખાણી-પીણી, રંગ રાગ, નાચ તમાસા વગેરેમાં પસાર થયો. મોડી રાત્રે સૌ છુટા પડયા. રૂસ્તમનો ઉતારો રાજાના મહેલના એક ભાગમાં હતો.

ચોકીબાનનો પહેલો પહેરો ખલાસ થઇને બીજો ચાલતો હતો. એ વેળા રૂસ્તમને સ્વપ્ન જેવો કાંઇક ભાસ થયો. તેને લાગ્યું કે એક પરીસુરત કુમારિકા મસાલ ઉઠાવનારી બાંદી સાથે આવેલી છે. એટલામાં જાગી જતાં સ્વપ્નમાં દીઠેલી નાઝનીન ખરેખર સામે ઉભેલી દેખાઇ! રૂસ્તમે પૂછ્યું, "સુંદરી, તું કોણ છે અને અહીં શા માટે આવી છે?" તે બોલી, "મારૂ નામ તેહમીના છે. હું સમંગાનની શાહજાદી છું. હું જનાનખાનામાં જ ઉછરેલી હોવાથી આજ સુધી કોઇની નજરે પડી નથી. ઘણા ઘણા પાદશાહો અને શાહજાદાઓ મારી સાથે શાદી કરવાનાં ફોકટ ફાંફાં માર્યા કરે છે. પણ તેમાંના કોઇને હું મારા લાયક માનતી નથી. જ્યારથી મેં આપની તારીફ સાંભળી છે, ત્યારથી મારા દિલથી હું આપને જ વરી ચુકી છું. ખુદાએ મારી મુરાદ બર આવે એવી આ તક પેદા કરી છે. સવાર થતાં જ મારા બાપ પાસે આપ જરૂર મારા હાથની માગણી કરશો એવો ભરોસો છે." એટલુ કહીને તે તેના સામું મીઠી નજરથી જોતી જોતી ચાલી ગઇ.

શાહજાદીએ રૂસ્તમના જીગર ઉપર ઉંડી અસર કરેલી હોવાથી તેણે સવારથી જ તજવીજ કરવા માંડી અને આખરે ઇરાન અને તુરાન વચ્ચે કદાચ લડાઇ જાગે તો શાહજાદીને તેના બાપથી છુટી ન પાડવાની બરતે તેઓના લગ્ન થયાં. પણ તેઓની મોજ ટુંક વખતની જ હતી. બન્ને રાજ્યોની સુલેહ ખાલી તહકુબનામા જેવી જ નીવડી અને અંગત સુખની પરવા ન કરતાં દેશની જરૂરત ઉપર

વધારે ખ્યાલ રાખી આંસુ સારતી મહોરદારને પોતાના નામવાળી અંગુઠી પહેરાવી રકુશ ઉપર સ્વાર થઈને રૂસ્તમ ઇરાન જવા ચાલી નીકળ્યો.

કેટલાક માસ પછી તેહમીનાએ પુત્રને જન્મ આપ્યો. તેનું નામ સોરાબ પાડયું. કદાચ રૂસ્તમ તેને પોતાના દેશમાં લઇ જશે એવી ધાસ્તીથી પુત્રી અવતરી છે એવો સંદેશો પહોંચાડયો.

વખત જતાં સોરાબ પહેલવાન અને કદાવર થયો. દોડવામાં, લશ્કરી તાલીમમાં, અને મલ્લકુસ્તીમાં તે બિનહરીફ હતો. તે પોતાની માને વખતોવખત પોતાના બાપવિષે પૂછતો, પણ ચોકખો જવાબ મળતો નહિ. એક દહાડો ઘણી જ ઓહોંસ કરવાથી તેહ-મીનાએ જણાવ્યું કે, "તું ઇરાનના નામાંકિત લડવૈયા રૂસ્તમનો બેટો છે." ખાતરી માટે રૂસ્તમની વીટીં તેને બતાવી, ને તે બોલી, "આ મહોરને તું હમેશાં તાવીજની માફક તારે હાથે બાંધી રાખજે. આ હકીકત તું બહાર પાડીશ નહી. કેમકે એમ થશે તો તારો બાપ તને તેડાવી લેશે. વળી આ મુલકનો શહેનશાહ અફ્રાસિયાબ * રૂસ્તમનો કટ્ટો વેરી છે. તેથી જો તારી વાત તેના જાણવામાં આવશે તો બાપના વેર બદલ તે દીકરાનો જીવ લેશે."

આવા વહેમોને હસી કાઢીને સોરાબે બાપનું નામ દીપાવવાનો ઇરાદો જણાવ્યો. તુર્ક લોકોની ફોજ એકઠી કરીને કાઇકાઉસને

---

* સમંગાનના રાજાની દિકરી તહેમીના, અને તેનો પુત્ર તે સોરાબ. સમંગાનના રાજાનો ઉપરી, આખા તુરાનનો રાજા, તે શહેનશાહ અફ્રાસિયાબ સમંગાન એ તુરાનનો એક ભાગ હતો ને અફ્રાસિયાબ તુરાનનો શહેનશાહ હતો એ ઉપર જણાવેલું છે.

પદભ્રષ્ટ કરી પોતાના બાપને ઈરાનના તખ્ત ઉપર બેસાડી બન્ને મળીને અફ્રાસીયાબને જેર કરી પિતા પુત્રને ઇરાન તથા તુરાનનું રાજ્ય સલાહ સંપથી ચલાવવાની ધારણા કહી સંભળાવી. થોડી મુદ્દત-માં જ સારૂં લશ્કર જમાવી તેની સરદારી સોરાબે લીધી. શોધ કર-તાં રકુશના તોખમનો એક ઘોડો મળી ગયો. જયારે લશકરી પોશાક પહેરીને એના પર તે સ્વાર થતો ત્યારે સોરાબને લાગતું કે બસ, આવા ઘોડા પર પલાણ માંડયા પછી હું બેધડક દુશ્મનોને હંફાવી શકીશ. કાઇકાઉસ હવે ઈરાનની ગાદીપર થોડો વખત જ રહેશે.

લોકોને સોરાબની તરફદારી કરતા જોઈને સમંગાનના *શાહે તેની હિલચાલને ટેકો આપ્યો. સોરાબ રૂસ્તમનો બેટો થાય છે એ હકીકત ધીમે ધીમે અફ્રાસિયાબના કાન પર આવી હતી. રૂસ્તમ સાથે બાથ ભીડી શકે એવો કોઈ પણ મર્દ હોય તો તે ફકત સોરાબ હતો અને દ્વંદ્વ યુદ્ધમાં તેને હાથે રૂસ્તમ માર્યો જાય તો રાજનો મોટો શત્રુ નાશ પામે એમ હતું. આવી આશાથી અફ્રાસીયાબે હુમાન અને બર્માનની સરદારી હેઠળ બાર હજાર ચુનંદા સીપાઇઓ સોરાબની મદદે મોકલ્યા, તેમ જ કીમતી ચીજો લાદેલાં દશ ઊંટ, દશ ઘોડા, તથા જવાહીર મઢેલું તખ્ત બક્ષીસ કર્યાં. પોતાનો મનસુબો પાર પાડવામાં સોરાબ અને રૂસ્તમ એક બીજાને ન ઓળખે એ જરૂરનું હોવાથી અફ્રાસીયાબે પેલા સરદારોને એ બાબતની તાકીદ આપી હતી.

હોડીના પુલવતી જીહુન નદી ઉતરીને સોરાબ તમામ લશકર સાથે ઈરાનમાં પેઠો. માર્ગમાં પહેલો કિલ્લો આવ્યો તે સફેદ કિલ્લા

* શાહ એટલે રાજા અને શહેનશાહ એટલે રાજાઓનો રાજા.

તરીકે ઓળખાતો હતો. તેના મગરૂર સુબા હુજીરને સોરાબે દ્વંદ્વ યુદ્ધમાં હરાવીને તેના કાલાવાલા પરથી મારી ન નાંખતાં જીવતો કેદ પકડયો. હુજીર પકડાયા પછી ગુર્દઅફ્રીદ નામની એક શુરવીર છોકરીએ લશકરી પોશાકમાં કિલ્લામાંથી નીકળી આવીને સોરાબ સાથે દ્વંદ્વ યુદ્ધની માગણી કરી. ઝપાઝપીમાં સોરાબના શસ્ત્રથી માથાનો ટોપ ઉડી જતાં તેના કાળા લાંબા વાળ ખભાપર છવાઇ ગયા અને તે ઓળખાઇ ગઈ. સોરાબે તેનું કાંડું પકડીને કહ્યું, "પરીચહેર, હવે તુ કયાં જશે ? મર્દોની સાથે લડવા શા માટે આવી ? હવે તો તારે કેદી તરીકે મારી છાવણીમાં આવવુ પડશે." ગુર્દ બોલી, "એક ઓરતને હરાવીને શું મલકાય છે ? ખરો લાભ જોઇતો હોય તો ચાલ મારી સાથે કિલ્લામાં. હુજીર પકડાયા પછી મારો બુઢ્ઢો બાપ ગુસ્તહમ તેના બચાવ કરે છે. જો હું ભલામણ કરીશ તો તે આખો કિલ્લો તારે હવાલે કરી દેશે. ફ-તેહ મેળવનારને બીજું શું જોઇએ ?"

તેના હાવભાવ અને નખરાંથી ભોળવાઇને સોરાબ તેની સાથે ગયો. ગુર્દઅફ્રીદે ઘોડો જરા આગળ કરીને કિલ્લામાં જઈ દરવાજો બંધ કરાવી દીધો અને દિવાલની ટોચ પર ચડીને સોરાબનો હુરીઓ કર્યો ! ઠગાઇ ને નાસીપાસીથી ગુસ્સે થઇને સોરાબે કિલ્લો સર કરવાના કસમ ખાધા. ગુર્દ અફ્રીદના પિતાએ શાહ કાઇકાઉસ ઉપર બનેલી બીનાનો સંદેશો મોકલ્યો અને પોતે રાતોરાત તમામ માણુસો સાથે છુપે દરવાજેથી કિલ્લો ખાલી કરી ગયો. પ્હો ફાટતાં દરવાજા તોડાવી સોરાબ અંદર ઘુસ્યો તો કિલ્લો તદ્દન ઉજ્જડ હતો. ગુર્દનો પ-તો નહી મળવાથી તે ઘણો નાઉમેદ થઇ ગયો. અફ્રાસિયાબ વાળી ફોજનો સરદાર હુમાન તેની સ્થિતિ પામી જઈ બોલ્યો,

કોઈપણ જવાંમર્દ બે ઘડીની ગમ્મત સિવાય ઓરતોમાં લોભાતો નથી. નામીચી કારકીર્દીને બદલે શું તું રંગરાગને ચાહે છે ? તું અમારો આગેવાન થઇને આમ કરશે તો કેમ ચાલશે ? જ્યારે ઈરાનનું રાજ્ય તાબે થશે ત્યારે એવી તો મોજમજા ઘણીએ મળી આવશે. આવાં વચનોથી સોરાબનો જીવ ઠેકાણે આવ્યો.

સફેદ કિલ્લો પડયાના ખબર મળતાં કાઈકાઉસે રૂસ્તમને તેના વતન ઝાબુલથી તેડાવ્યો. રૂસ્તમે હાજર થવામાં ત્રણચાર રોજની ઢીલ કરી. તેથી શાહે ગુસ્સે થઇને તેને ગરદન મારવાનો હુકમ કર્યો ! એ ફરમાન બજાવવાની કોઈની હિમ્મત ચાલી નહી. આજ સુધીમાં પોતે ઈરાનના રાજ્ય માટે જેહમતો ઉઠાવી તેનું બ્યાન કરીને રૂસ્તમે કાઈકાઉસને ફિટકાર આપ્યો અને તેને છોડી જવા તૈયારી કરી. પણ એવામાં ગુદર્ઝ નામના એક હજુરીઆએ શાહ તથા રૂસ્તમને સમજાવીને ટાઢા પાડયા. તે રોજ મોટી જાફત ઉડી અને બીજે દિવસે તમામ સેના રૂસ્તમની સરદારી તળે મેલવામાં આવી.

હજી સુધી સોરાબે સરહદનો કિલ્લો છોડયો ન હતો. સાંજને વખતે હુમાનની સાથે બુરજ ઉપર ચડીને સોરાબ ચોમેર જોતો હતો, એવામાં ઈરાનીઓની ફોજ તેને આવતી દેખાઇ. પાયદળ સ્વાર અને હાથીની કોરબંદી જોઇને તમામ થડકી ગયા. પણ સોરાબ નિડર રહ્યો. કિલ્લામાં ગોંધાઇ રહેવાને બદલે તેણે બહાર નીકળી પડીને કિલ્લાની તળેટીમાં પડાવ નાખ્યો. છાવણીના મધ્ય ભાગમાં શહેનશાહી તંબુ ઠોકીને તેમાં અક્કાસિયાબવાળું તખ્ત ગોઠવ્યું. ઈરાની ફોજે ત્યાંથી કેટલેક દૂર મુકામ કર્યો. આખી રાત બન્ને બાજુ લડાઇની તૈયારી કરવામાં પસાર થઇ.

સવાર પડતાં જ સોરાબે શાહ કાઉસના તંબુ તરફ પોતાનો ઘોડો ચલાવ્યો. તે દિવસે રૂસ્તમનો વિચાર લડાઈમાં ઉતરવાનો ન હતો અને ત્યાર પછી પણ એ જમાનાની રસમ મુજબ છુપે નામે લડવાનો તેનો ઈરાદો હતો કે કદાચ હાર થાય તો પોતાના નામને બટ્ટો લાગે નહિ. સોરાબ દુશ્મનોને શેહ ખવડાવતો શાહના તંબુ સુધી પહોંચી ગયો અને પોકાર કરી કાઉસને હાથોહાથની લડાઈમાં ઉતરવા બોલાવ્યો. જવાબ નહિ મળવાથી તેને નામર્દ હિચકારો વગેરે કહીને તંબુનાં દોરડાં તરફ સોરાબે એવા જોરથી ભાલો ફેંક્યો કે કેટલીક મેખો ઉખડી જવાંથી તંબુનો કેટલોક ભાગ ઉઘાડો થઈ ગયો.

શાહે ગભરાઈને રૂસ્તમને તેડાવ્યો શાહની નામર્દાઈ પર લ્યાનત વરસાવતો રૂસ્તમ ઝટપટ બખ્તર સજી રકુશ પર સ્વાર થઈ આવી પહોંચ્યો. સોરાબે ખાસ કારણસર તેને એક બાજુ આવવા ઇશારત કરી.

આજ પહેલી જ વાર બાપ દિકરો એકબીજાને ઓળખ્યા વિના સામસામા આવ્યા. રૂસ્તમે પોતાના સામાવાળા તરફ એકી ટસે જોઈ રહ્યા બાદ જણાવ્યું: "ખુબસુરત જવાન, તને મારી નાખવા મારૂં દિલ કહેતું નથી. તુ હજુ બચ્ચું છે, જયારે હું લડી લડીને ઘડાઈ ચુકયો છું. આજ સુધીમાં કોઇ મને હંફાવી શકયું નથી. માટે મારૂં કહ્યું માનીને તું બીજી જગોએ તારૂં નશિબ અજમાવ."

આવા માયાળુ શબ્દોથી સોરાબ ગળગળો થઈ ગયો. તેણે કહ્યું, "મને એક જ સવાલ પૂછવા દે. મુલકમશહુર નીરમના વંશનો મહાન રૂસ્તમ શું તું જ છે?"

રૂસ્તમ બનાવટી નામથી લડવાનો હોવાથી બોલ્યો, "હું રૂસ્તમ નથી તેમ નીરમના વંશનો પણ નથી. મારે રાજ્ય નથી તેમ ઉંચું કુળ પણ નથી."

જે હેતુથી રૂસ્તમને બાજુએ બોલાવ્યો હતો તે ફોકટ જવાથી સોરાબની સઘળી આશાઓ નાશ પામી. જો તેણે પોતાને રૂસ્તમનો દિકરો જણાવીને સાબીતીમાં પેલી મહોર દેખાડી હોત તો બાપ દિકરાનો મેળાપ કેવો ખુશકારક થાત! પણ રૂસ્તમનો ચોકખોચટ જવાબ સાંભળીને એણે વધારે પૂછવાનું માંડી વાળ્યું. કીસ્મતની ગતિ ઉલટી હતી.

પછી બાપ-દિકરા વચ્ચે જબ્બર લડાઇ જામી. પ્રથમ ભાલાથી બન્ને વીરો લડયા. ભાલા ભાંગી જવાથી તલવારો હાથ ધરી. આખરે ગદાઓ લીધી. લડાઇ એવી જોરભેર ચાલતી હતી કે તેઓનાં બખ્તરો ચુંથાઇ ગયાં; ઘોડાઓ થાકીને લોથ થઇ ગયા. લોહી અને પરસેવાથી બન્ને વીરો લદબદ થઇ ગયા, અને જરા શ્વાસ ખાવા થોભ્યા.

જરા વાર રહીને બન્નેએ તીરકામઠાં લીધાં. એક બીજાના ઘા ચાલાકીથી ઢાલ પર ઝીલાતા હોઇને કોઇની હારજીત થઇ નહિ. આખરે તેઓએ એક બીજાને કમરબંધ પકડીને ઘોડા ઉપરથી ઉથલાવી નાખવાનો દાવપેચ રમવા માંડયો. હરીફાઇ એવી સખત ચાલી કે બન્ને જણ ફરીને થાક ખાવા થોભ્યા. પછી સોરાબે પોતાની વજનદાર ગદા ઉંચકીને રૂસ્તમના માથા પર ઓચીંતો એવો જોરથી ફટકો લગાવ્યો કે ઘણી વાર સુધી તેને કળ વળી નહિ. રાત પડવા આવેલી હોવાથી બીજે દહાડે મલ્લકુસ્તી ખેલવાનું નક્કી થયું.

રાત્તે ખાણું ખાતી વેળા સોરાબે હુમાનને કહ્યું, "જે યોદ્ધાની સાથે હું આજે લડયો તેનાં બળ અને છટા રૂસ્તમના જેવાં જ લાગે છે. કદાચ મારે હાથે માર્યો ગયા પછી તે મારો બાપ ઠરે એવું ખુદા ન કરે!" હુમાન પોતાનો પાઠ અફ્રાસિયાબ પાસેથી ભણ્યો હતો. તેણે જણાવ્યું, "મેં રૂસ્તમને ઘણી વાર દીઠેલો છે. તેથી કહી શકું છું કે એ યોદ્ધો ગમે તેટલો રૂસ્તમને મળતો આવે તો પણ એ રૂસ્તમ તો નથી જ."

બીજે દહાડે મેદાનમાં ભેટો થતાં સોરબનું દિલ ફરીથી પીગળ્યું. તે બોલ્યો, "ગઈગુજરી ભુલી જઈને ચાલ, આપણે લડવું બંધ કરીએ. કોઈ છુપી સત્તા મને તારા પક્ષમાં ખેંચે છે. તારૂં નામ છુપાવ નહિ. તારા જેવા બહાદુરનું નામ જગજાહેર હોવું જ જોઈએ. માટે કહે, તું કોણ છે? યા ખુદા! હું તારો દોસ્ત થવા માંગું છું."

ગઈ કાલના ઘાથી રૂસ્તમ હજુ સુધી મ્હોં ચંચળાવતો હતો. તેથી તેણે પોતાનું ખરૂં નામ બતાવ્યું નહિ. તેહમીનાએ બેટી અવતર્યાના ખબર આપેલા હોવાથી એ પોતાનો બેટો હશે એવો તેને પણ બિલકુલ ખ્યાલ આવ્યો નહિ.

મલ્લકુસ્તી શરૂ થઇ. ઘણી વાર સુધી દાવપેચ ખેલાયા બાદ રૂસ્તમ જમીનપર ગબડયો. સોરાબે સિંહની માફક ગર્જના કરી તેની છાતીપર કુદીને ગળું કાપવા તલવાર ઉગામી.

રૂસ્તમ એકદમ બોલી ઉઠયો, "રહે રહે! તારી તલવાર હઠાવ. તું આ દેશનો કાયદો જાણતો નથી કે કુસ્તીમાં બીજી વાર હરીફ નીચે પડે તો જ તેને મારી નાખવામાં આવે છે." આવો

નિયમ હતો જ નહિ. તો પણ સોરાબે ભરોસો રાખીને રૂસ્તમને છુટો કર્યો. ત્રીજે દહાડે ફરી દાવ ખેલીને પરિણામ લાવવાનું ઠર્યું.

રાત્રે હુમાને સોરાબને કહ્યું કે કુસ્તીના કાયદાની બાબતમાં તેના હરીફે તેને ઉંડાં ભણાવ્યાં હતાં.

ત્રીજે દહાડે આખર નિકાલ માટે બન્ને યોદ્ધાઓ ભેગા થયા. સોરાબે જણાવ્યું: "તારી સચ્ચાઇ કેટલી છે તે હું પામી ગયો છું. હજી પણ કાંઇ પેચ રમવાની તારી ધારણા છે કે શું? યાદ રાખ, મેં બે વખત તને જતો કર્યો. પણ આ ફેરા એમ થશે નહિ."

કસાયલા યોદ્ધાએ જવાબ દીધો: "જુવાન લોકો હદથી જાદા મગરૂર અને સાહસિક હોય છે. સાવધાન માણસ કદિ બડાઈ હાંકતો નથી. કોણ જાણે છે કે મારો હાથ તારૂં ગુમાન ઉતારશે નહિ?"

અગાઉની માફક તેઓ બથંબથા આવ્યા; અને આ વખત રૂસ્તમની ફતેહ થઈ. તેણે સોરાબને પટકી પાડયો, પણ કદાચ તે છટકીને પાછો ઉભો થઇ જશે એવી ધાસ્તીથી પોતાની કટાર તેનાં પાંસળાંમાં ભોંકી દીધી. હવે થઈ ચુકયું એમ જાણીને સોરાબ બોલી ઉઠયો, "અફસોસ! હું મારા બાપની શોધમાં અહીં આવ્યો પણ તેનો મેળાપ થવાને બદલે મારો જીવ ગુમાવું છું! જો મારો બાપ જાણે તો આનો બદલો લીધા વિના નહિ રહે!"

ઈરાનના યોદ્ધાએ પૂછ્યું: "તારા બાપનું નામ શું છે?"

મોતને કિનારે પહોંચેલો સોરાબ બોલ્યો: "મારો બાપ રૂસ્તમ છે, અને મારી મા સમંગાનની શાહજાદી તેહમીના છે!"

આ સાંભળતાં જ રૂસ્તમનું લોહી ઉડી ગયું. "કમનસીબ જવાન! તારી પાસે એ વાતની કાંઈ સાબિતી છે કે ખાલી મને પજવવા ખાતર એમ બોલે છે? જાણ કે હું પોતે જ રૂસ્તમ છું!"

સોરાબ બોલ્યોઃ "હાય! મારૂં દિલ પહેલેથી જ કહેતું હતું કે તું મારો બાપ છે! મેં ફરીફરીને તારી ઓળખાણ માગી તો પણ તને સામી લાગણી થઇ નહિ! હવે જો સાબિતી જોઇતી હોય તો મારૂં બખ્તર ખસેડીને મારે હાથે તારી મહોર બાંધેલી છે તે જો. મને અગાઉથી જ કેમ કહ્યું નહિ કે હું રૂસ્તમ છું?"

નામવાળી વીંટી જોતાં જ રૂસ્તમ દુઃખી થઇને પસ્તાવો કરવા લાગ્યો. હવે શું વળે? એવામાં તેને યાદ આવ્યું કે કાઇકાઉસ પાસે ગમે એવો જખમ રૂઝાય એવો મલમ હતો. એ મલમ લાવવા તેણે હજુરીઆ ગૂદર્ઝને મોકલ્યો. કાઉસ પોતાને થયેલું અપમાન ભુલી ગયો નહોતો. તેથી તેણે મલમ આપવાની ચોકખી ના પાડી. આ ઉપરથી રૂસ્તમ પોતે મલમ માગવા ચાલ્યો, પણ હજી થોડેક ગયો એટલામાં સોરાબ ગુજર્યાના ખબર ફરી વળ્યા.

તુરાનીઓનો સરદાર મરાયાથી લડાઈ આપોઆપ બંધ પડી. સોરાબની લાસ રૂસ્તમના રહેઠાણ ઝાબુલિસ્તાનમાં માન સાથે દફનાવવામાં આવી. જયારે આ ખબર સમંગાન પહોંચ્યા ત્યારે શોકથી તેહમીનાનો પ્રાણ પરલોકમાં ચાલ્યો ગયો.*

---

* ઇરાનના આ મહારાજ્યનો અંત ઇ. સ. પૂર્વે ૩૩૩માં આવ્યો. મહાન સીકંદરે ઇરાનના શાહ દરાવસને હરાવી ઇરાન જીતી લીધુ. તેના પછી પાર્થીયન વંશના રાજાઓના કબજામાં ઇરાન આવ્યું. તે પછી આરબોએ ઇરાન જીતી લીધું અને ઇરાનમાં મુસલમાની ધર્મ ફેલાયો. કેટલાક ધર્મચુસ્ત ઇરાનીઓ ધર્માંધ મુસલમાનોના ત્રાસથી કંટાળી પોતાનો પવિત્ર આતશ લઇ હિંદની ભૂમિમાં સંજાણ આગળ આવ્યા જ્યાં ઉદાર મનવાળા હિંદુઓએ તેમને આવકાર આપ્યો. હાલ પણ ઇરાન મુસલમાનોના હાથમાં છે ને તેમનો રાજા 'શાહ' કહેવાય છે.



**સોરાબ અને રૂસ્તમ**

નામવાળી વીંટી જોતાં જ રૂસ્તમ પસ્તાવો કરવા લાગ્યો [ પાન ૬૮ ]



**ઈરાની શાહજાદો**

એક સ્વરૂપવાન રાજકુંવરને પોતાની સામે જોઈ આશ્ચર્ય સાથે આનંદમાં મગ્ન થઈ. [ પાન ૭૨ ]

# ઈરાની શાહજાદો

ઇરાન દેશમાં નવરોજ નામનો તહેવાર બહુ ઠાઠથી ઉજવાય છે. તે દિવસે દેશપરદેશથી કારીગર લોકો ત્યાં આવી પોતાની કારીગરીની ચીજોનું એક મોટું પ્રદર્શન ત્યાં ભરી દે છે. આવા એક તહેવારના દિવસે ઈરાનનો બાદશાહ શાપુર પોતાનો દરબાર ભરીને બેઠો હતો. તે કળા કૌશલ્યનો ઘણો જ શોખીન હતો. અનેક કારીગર લોકોની કારીગીરી જોઈને તેમને ઇનામો અપાયાં. તે પછી છેવટે ત્રણ બુદ્ધિશાળી કારીગરો ત્યાં દાખલ થયા. પ્રથમ એક હિંદી કારીગરે આગળ આવી એક સુંદર હીરામાણેકથી જડેલું સોનાનું પૂતળું રાજાને નજર કર્યું. આ પૂતળાના હાથમાં એક સોનાનું રણશીંગડું હતું તેણે રાજાને જણાવ્યું કે મહારાજ, આ પૂતળામાં એવો ગુણ છે કે જો તમે તે તમારા નગરના દરવાજે ઉભું રાખો તો તે દુશ્મનોને આવતા અટકાવે, રણશીંગડું વગાડી તમોને ખબર આપે અને શત્રુઓના પ્રાણ લે.

પછી ચુનાની કારીગરે આગળ આવી ચાંદીની રકાબીમાં જડેલો સોનાનો ચોવીસ ચાંદલાવાળો એક મોર ભેટ ધર્યો. તેણે જણાવ્યું કે, આ મોરમાં એવી ખૂબી છે કે દરેક કલાકે તેનો એક ચાંદલો વારાફરતી ખરશે; તેમાંથી એક નાનો મોર નીકળી પાંખો ફફડાવશે અને કલાક થયો એમ દેખાડશે. વળી દરેક ચાંદરાતે આ મોર મ્હોં ખોલશે એટલે તેના મ્હોમાં બીજનો ચંદ્ર દેખાશે. ત્યાર પછી ત્રીજો ઇરાન દેશનો કારીગર આગળ આવ્યો અને એક સુંદર સાજવાળો બનાવટી ઘોડો રાજા આગળ ધર્યો.

ઘોડાના ગુણનાં વખાણ કરતાં તે બોલ્યો કે, આ ઘોડાપર સ્વારી કર્યાથી જયાં જવું હોય ત્યાં જઈ શકાય છે અને શત્રુઓને હંફાવી શકાય છે. બાદશાહને ઘોડાની પરીક્ષા કરવાની ઇચ્છા થઈ તેણે કારીગરને ફરમાવ્યું કે અહીંથી પાંચ ગાઉ દૂર એક પર્વત છે. ત્યાં આ ઘોડા પર બેસીને જા અને નિશાની તરીકે ત્યાં ઉગેલા તાડના ઝાડની એક ડાંખળી લેતો આવજે. આંખ મીંચીને ઉઘાડતાં પહેલાં તો કારીગર ઘોડાપર સ્વાર થઇ તેની ડોક આગળની એક કળ દબાવી ઉડયો. ફકત પંદર મીનીટમાં બતાવેલા સ્થળે જઇ તે નિશાની સાથે પાછો ફર્યો. બાદશાહ અને સઘળા આશ્ચર્યમાં ગરકાવ બની ગયા. કારીગરને ઘોડાનું મૂલ્ય પુછતાં તેણે જણાવ્યું કે આ ઘોડો બનાવતાં મેં મારી એકની એક દીકરીનો ભોગ આપ્યો છે. તો તેના બદલામાં આપ નામદાર આપની શાહજાદીનું મારી સાથે લગ્ન કરો એટલે બસ ! આ સાંભળી સઘળાંને ગુસ્સો આવ્યો. શાહજાદા કમર–અલ–અકમારનો ગુસ્સો સૌથી વધારે જણાતો હતો. બાદશાહે તેને શાંત પાડી પ્રથમ ઘોડાનો જાતે અનુભવ કરી જોવા કહ્યું. રાજપુત્રે ઘોડો ચલાવવાની કળ જોઇ લીધી હતી એટલે તરત જ તે ઘોડાપર સ્વાર થયો અને કળ

દબાવી આકાશ માર્ગે ઉડયો. કારીગર તેને કાંઇ કહેવા જાય ત્યાર પહેલાં તો તે અદશ્ય થઇ ગયો. હવે તે ઘોડો પાછો કેવી રીતે ફરશે તેની સઘળાંને ફીકર થવા લાગી. પેલા કારીગરને આવો પ્રસંગ આવવા માટે કેદ કરવામાં આવ્યો.

આ તરફ રાજપુત્ર આખો દિવસ ઘોડાપર ઉડતો રહ્યો. તેને ભૂખ અને તરસ લાગ્યાં હતાં. પણ હવે કેવી રીતે પાછું જવું તે તેને સુઝયું નહિ. હિંમત રાખી તપાસ કરતાં ઘોડાના કાન પાછળ એક બીજી કળ તેને દેખાઇ. તે દબાવતાં જ ધીમે ધીમે ઘોડો નીચે ઉતરવા લાગ્યો. હવે આ ઘોડો કઇ જગાએ ઉતરશે તે નક્કી ન હોવાથી રાજપુત્ર નિરાશ બની ઘોડાપર પડી રહ્યો. રાત્રિ પડી ગઇ હતી. સર્વત્ર અંધકાર ફેલાઇ ગયો હતો તે વખતે રાજપુત્રના પગને જમીનનો સ્પર્શ થયો. તરત જ તે સાવચેત થયો અને ઘોડા પરથી નીચે ઉતર્યો. તેને માલુમ પડયું કે તે એક રાજમહેલની અગાસીમાં આવ્યો છે. ધીમેથી તે દાદર ઉતરી નીચે આવ્યો. ત્યાં કેટલાક પહેરેગીરો ઉંઘતા હતા. બહુ જ સાવચેતીથી તે એક બીજા ઓરડામાં ગયો. ત્યાં કેટલીક દાસીઓ જમીનપર આમતેમ ઘોરતી પડી હતી અને એક સુંદર પલંગપર એક સ્વરૂપવાન રાજકુમારી સુતેલી હતી.

ગભરાયા વગર રાજપુત્ર પલંગ પાસે ગયો અને તે કુમારીને યુક્તિથી જગાડી. તે જાગી એટલે અતિશય નમ્રતાથી અચાનક ત્યાં આવી તેને તકલીફ આપી તે બદલ તેણે ક્ષમા માગી તથા પોતાને આશ્રય આપવા માટે પ્રાર્થના કરી. રાજકુમારી આવા વખતે એક સ્વરૂપવાન રાજકુંવરને પોતાના સામે જોઇ આશ્ચર્ય

સાથે આનંદમાં મગ્ન થઇ. તેણે રાજકુમારને આશ્વાસન આપ્યું અને દાસીઓને જગાડી તેની યોગ્ય મહેમાનગીરી કરી.

બીજે દિવસે સવારે રાજકુંવરીએ તેનું સઘળુ વૃત્તાંત જાણી લીધું અને બન્નેએ અરસપરસ પરણુવાનું વચન આપ્યું. થોડાક દિવસ પછી રાજપુત્રને તેનો બાપ સાંભર્યો એટલે તેણે ત્યાંથી જવાની રજા માગી. તો પણ થોડા દિવસ તેને રાજકન્યાએ ત્યાં રાખ્યો. દરમીયાન આ વાત રાજકુંવરીના પિતા બંગાળ દેશના રાજા કાને પહોંચી. તે જાતે તપાસ કરવા કુંવરીના મહેલમાં આવ્યો અને યુવરાજને ત્યાં જોઈ તેણે તેનો ભારે તિરસ્કાર કર્યો. રાજકુંવરે લડવાની ઇચ્છા જણાવતાં રાજાએ પોતાનું લશ્કર તૈયાર કર્યું. કુમારે પોતાના કરામતી ઘોડાપર સ્વાર થઈ બધાની આંખમાં ધૂળ નાખી ઈરાનની દિશા પકડી.

ઘણા દિવસ પછી રાજપુત્ર પાછો આવવાથી ઈરાન દેશમાં સર્વને આનંદ થયો. રાજાએ ફરીથી આવું સાહસ ન કરવા તેને સખ્ત તાકીદ કરી. થોડો દિવસ વીત્યા બાદ રાજકુમારને બંગાળ દેશની કુમારીની યાદ આવી. કોઈને પણ ખબર ન પડે એમ પરોઢીયે ઉઠીને પેલા કરામતી ઘોડાપર સ્વાર થઈ રાજકુમાર બંગાળ દેશ તરફ રવાના થયો. મધ્ય રાત્રિના સુમારે તે રાજકન્યાને મળ્યો અને તેને પોતાની સાથે આવવા સમજાવી.રાજકન્યા તો તેની વાટ જોઈને જ બેઠી હતી. બીજે દિવસે મળસકામાં જ રાજપુત્ર તે રાજકન્યાને લઈને ઈરાન તરફ ચાલતો થયો. શહેર બહારના બાગના મહેલમાં રાજકન્યાને રાખી તેને થોડા વખતમાં જ બોલાવી લેવાનું વચન આપી કુમાર તેના પિતાને મળવા ગયો. ફરીથી કુંવરને સહીસલામત

આવેલો જોઈ રાજા અને સઘળાં ખુશ થયાં. રાજપુત્રે પોતાની સઘળી હકીકત રાજાના આગળ નિવેદન કરી અને રાજકન્યાને માન સાથે તેડી લાવવા વિનંતી કરી.

હવે પેલો ઘોડાનો કારીગર જે અત્યાર સુધી કેદમાં હતો તેને છુટો કરવામાં આવ્યો. જ્યારે તેણે સાંભળ્યું કે રાજપુત્ર તેના ઘોડાની મદદથી એક સુંદર રાજકન્યાને ઉપાડી લાવ્યો છે ત્યારે તે અદેખાઇથી બળી જવા લાગ્યો. તરત જ તે રાજકન્યાને ઉતારો આપ્યો હતો તે બાગમાં ગયો અને અંદર જવાની પરવાનગી મેળવી રાજકન્યાને જણાવ્યું કે તમને તેડી લઇ જવા માટે રાજાએ મને મોકલ્યો છે. તો કૃપા કરી પધારો. કોઇને પણ આની વાતમાં શંકા આવી નહિ અને તે દગલબાજ કારીગર તેના ઘોડાપર રાજકન્યાને બેસાડી આકાશ માર્ગે ચાલતો થયો. આ વાત જયારે રાજપુત્રે જાણી ત્યારે તે ઘણો દીલગીર થયો. તેણે તરત જ પ્રતિજ્ઞા કરી કે રાજકન્યાને શોધી લાવ્યા શિવાય આ નગરમાં હું કદી આવીશ નહિ. ત્યાર પછી તે ખાનગી રીતે એક ફકીરનો પોશાક મંગાવી તે પહેરી રાજકન્યાની શોધમાં નીકળી પડયો.

આ તરફ પેલા કારીગરે કેટલાક વખત પછી એક જંગલમાં ઘોડાને ઉતાર્યો કારીગરે રાજકન્યાની ખાવાપીવાની વ્યવસ્થા કરી આપી અને પછી તેને પોતાની સાથે લગ્ન કરવા માટે સમજાવવા લાગ્યો. બરાબર આ જ સમયે યુનાન દેશનો રાજા શિકાર કરી ઘર તરફ રવાના થતો હતો. તેણે આ બંન્નેની રકઝક થતી જોઈ. તે તેમની પાસે આવ્યો. ખરી હકીકત જાણી લીધા બાદ તે વિશ્વાસઘાતી

કારીગરને ત્યાં જ મારી નાખવામાં આવ્યો. ત્યાર પછી યુનાનનો રાજા તે કન્યા તથા ઘોડાને સાથે લઇને પોતા મહેલમાં આવ્યો. રાજકન્યા અત્યારે એક સંકટમાંથી છુટી હતી પણ બીજું સંકટ તેને માટે તૈયાર જ હતું. રાજધાનીમાં આવ્યા પછી બીજે જ દિવસે યુનાનના રાજાએ તે રાજકન્યાને પોતાની સાથે લગ્ન કરવા સમજાવવા માંડી. પણ રાજકન્યાએ તો મનથીજ નિશ્ચય કર્યો હતો કે કાં તો પોતાના ઇરાની શાહજાદાને કોઇપણ યુક્તિથી મળવું અગર પ્રાણ આપવો. તેણે ધૈર્ય રાખી ગાંડા હોવાનો ઢોંગ કરવા માંડયો. જ્યાં ત્યાં તે દોડવા લાગી. જે હાથમાં આવે તે ફેંકી દેવા લાગી અને ગમે તેમ બકવા લાગી. રાજાએ પોતાની ઉતાવળ માટે પસ્તાવો કરી કુશળ હકીમોને તેની સારવાર કરવા બોલાવ્યા. આથી સહુ કોઇ તેના ચાળાથી ડરવા લાગ્યા. કોઇપણ તેની પાસે જઇ શકતું નહિ. યુનાનનો રાજા પણ આખરે નિરાશ થયો.

આ તરફ રાજપુત્ર ફરતો ફરતો યુનાન દેશમાં આવી લાગ્યો. ત્યાં તેણે યુનાનના રાજાનો તથા તેણે જંગમાંથી છોડાવી આણેલી બંગાળ દેશની કન્યાનો હેવાલ સાંભળ્યો. વળી વધારામાં તેણે સાંભળ્યું કે રાજકન્યા ગાંડી બની ગઇ છે અને તે મટાડનારને રાજા ભારે ઇનામ આપનાર છે. હવે રાજપુત્રને ખાત્રિ થઇ કે તે રાજકન્યા પોતાની સ્રી જ છે. તેણે પોતાનો ફકીરનો વેશ ઉતારી હકીમનો વેશ ધારણ કર્યો. યોગ્ય પરવાનગી મેળવી તે રાજા પાસે હાજર થયો અને જણાવ્યું કે મારા મંત્રના પ્રયોગથી જરૂર હું રાજકન્યાને આરામ કરી શકીશ. રાજાને આથી આનંદ થયો. તરત જ તે તેને રાજકન્યા પાસે લઇ ગયો. પ્રથમ તો આ રાજ-કન્યા અનાવટી હકીમને જોઇને હંમેશની માફક બુમો પાડવા માંડી.

પણ રાજપુત્રે પાસે જઇ ધીમેથી પોતાની ઓળખાણ આપી એટલે તે શાંત થઇ. રાજા તો આ ચમત્કાર જોઇ હકીમના મનમાં ને મનમાં વખાણ કરવા લાગ્યો. બીજે દિવસે રાજપુત્રે તે રાજા પાસે ઘોડા સંબંધી વાત કઢાવી અને જણાવ્યું કે તે ઘોડાપર બેસીને રાજકન્યા જરા ફરશે અને હું તેનાપર મારા મંત્રનો પ્રયોગ કરીશ એટલે જરૂર તેને આરામ થઇ જશે. રાજાએ તેના કહેવા પ્રમાણે ઘોડો લાવી મેદાનમાં ઉભો રાખ્યો. રાજકન્યાને પુષ્કળ શણગાર પ્હેરાવી શણગારી ઘોડાપર સ્વાર થઇ ફરવા કહ્યું. રાજકન્યા તો હવે ડાહી બનીને બધું કહ્યું કરવા લાગી. ઘણાં માણસો આ હકીમની કુશળતા જોવા ત્યાં એકઠા થયાં હતાં. તેણે પ્રથમ તો અગ્નિ સળગાવી અંદર સુવાસિત લોબાન નાખી ધૂપ કરવા માંડયો. જ્યારે ધુમાડો ચારે બાજુ ફેલાઇ ગયો ત્યારે રાજકુમાર લાગ જોઇ ઘોડા પર સ્વાર થઇ કળ દબાવી રાજકન્યા સાથે આકાશમાં ઉડયો ! આ જોઇ સઘળા દિગ્મૂઢ બની ગયા અને રાજા પોતાના ભાગ્યને દોષ આપવા લાગ્યો.

હવે કહેવાનું એટલું જ રહે છે કે રાજપુત્ર ઇરાનમાં પોતાના મહેલમાં આવ્યો. ત્યાં સઘળાં તેમને સાથે આવેલાં જોઇ આનંદ પામ્યાં. રાજકન્યાના બાપને માન સાથે ત્યાં બોલાવવામાં આવ્યો અને આનંદની રેલછેલ વચ્ચે તેમની લગ્નવિધિ પૂર્ણ કરવામાં આવી.

———

# મીયા–બીબીના અબોલા

એક સાંજે મીયાં બીબી શગડી પાસે બેસી તાપતાં હતાં. એટલામાં પવનથી બારણું ઉઘડી ગયું. મીયાંએ કહ્યું; "બીબી જરા બારણું બંધ કરશો ?" બીબીએ કહ્યું, "તમે જ જરા ઉઠોને ?" મીયાંએ જવાબ વાળ્યો, "ના, મને તો ટાઢ વાય છે." બીબી કહે, "મને પણ ટાઢ વાય છે." એમ કરતાં બેઉએ નિકાલ કહાડયો કે જે પહેલાં બોલે તે ઉઠીને બારણું બંધ કરે. થોડી વાર મુંગાં મુંગાં તાપ્યા પછી, બારણું ઉઘાડું જ રહેવા દઇ, બેઉ પોતપોતાની પથારીમાં લેટી ગયાં. રાત્રે ખુલ્લાં બારણામાંથી કુતરૂં અંદર આવ્યું, અને સીધું રસોડા ભણી ગયું. બેઉ જાગતાં તો હતા, પણ ઉઠે કોણ? અરે, સુતાં સુતાં પણ હાડે, હાડે, યે કોણ કહે ! બોલે ત્યારે તો ઉઠીને બારણું બંધ કરવું પડે ને ! બેઉ જોતાં રહ્યાં અને કુતરાએ રસોડું સાફ કરી આપ્યું.

સવારે બીબી ઉઠી પડોશણને ત્યાં દળણું દળવા ગયાં. એટલામાં મીયાંની હજામત કરવા વાળંદ આવ્યો. તેણે સલામ

કરી, પણ જવાબ આપે કોણ ? મીયાં તો મુંગા મુંગા હજામત કરાવવા બેસી ગયા. હજામ વધારે ગુંચવાયો અને અકળાયો. રીસમાં અડધી હજામત રહેવા દીધી ને અડધી દાઢી અને એક મુછ કાતરી નાંખી. છતાં મીયાં તો જાણે કાંઈ બન્યું જ ન હોય એમ બેસી રહ્યા. પારેખે એક છેલ્લો પાસો ફેંકયો. કોથળીમાંથી કલપ કહાડી મીયાંના અર્ધા મ્હોંપર લગાડયો. છતાં મીયાં સાહેબ અડગ રહ્યા. રાવ ગભરાયો કે મીયાંને કંઈ બલા તો વળગી નથી ! તેથી તે પોતાની કોથળી સંકેલી રપુચક્કર થઇ ગયો.

એટલામાં બીબી પધાર્યાં. મીયાંનું રૂપ જોઇ એકદમ બૂમ પાડી ઉઠયાં. મીયાંએ કહ્યું: "બસ, લે, હવે બારણું બંધ કર !"

---

# મીયાજીની યુક્તિ

એક હતો બ્રાહ્મણ. તે એક દિવસ પરગામ જવા નીકળ્યો. જતાં જતાં રસ્તામાં એક મીયાજી મળ્યા. સાંજ પડી ગઇ હતી. તેથી બન્ને જણા એક ઝાડ નીચે બેઠા. ખીચડી બનાવવા માટે પાસેના ગામમાંથી બ્રાહ્મણ ચોખા દાળ લઈ આવ્યો. મીયાજીને પણ ભુખ લાગી હતી, પણ તેની પાસે થોડીક મગની દાળ સિવાય બીજું કંઇ હતું નહિ. તેણે પેલા બ્રાહ્મણને કહ્યું: "યાર! તુમેરી ખીચડીમે ઇતની મેરી મુંગકી દાલ ડાલોંગે? હમકુભી ભુખ લગી હે." બ્રાહ્મણે હા કહ્યું, અને મીયાજીની મગની દાળ ખીચડી ભેગી ઓરી દીધી.

ખીચડી તૈયાર થઇ ત્યારે બ્રાહ્મણે મીયાજીને થોડીક ખીચડી આપી અને થોડીક પોતે લીધી. મીયાજી ઝટઝટ ખીચડી ખાઇ ગયા અને બીજી માગી. બ્રાહ્મણે આપવાની ના કહી, ત્યારે મીયાજી બોલ્યા: "અબે બમ્મન! દેખ દેખ. ઇસ ખીચડીમેં મેરી મુંગકી દાલ દીખાતી હે; જબલગ એ મુંગકી દાલ દીખાઇગી તબલગ મે તો ખીચડી ખાઉંગા." બીચારા ભોળા બ્રાહ્મણને આ વાત ઠીક લાગી નહિ. તો પણ રખેને મીયાજી બધીય ખીચડીને અડી પડે એમ ધારીને થોડી મૂકી.

બન્ને જણને એકજ ગામ જવાનું હતું અને ગામ હજી દૂર હતું. ત્યાંથી તેઓ નીકળ્યા ને બીજે દિવસે સાંજે વળી એક બીજા ગામ આગળ આવી ચઢયા. તે દિવસે પણ પાસેના ગામમાંથી બ્રાહ્મણ પોતાને સારૂ રોટલા કરવા વાસ્તે લોટ લઇ આવ્યો. મીયાજી પણ થોડો લોટ લઇ આવ્યા. તેણે બ્રાહ્મણને કહ્યું: "દોસ્ત ! મેરા ઈતના આટાકા બી રોટલા બના દેનાં હાં !" બ્રાહ્મણે ના કહ્યું અને કહ્યું કે, "પાછા તમે કાલની માફક કરશો માટે આજ તો નહિ બનાવું." મીયાંએ કહ્યું, "દોસ્ત ! કલ તો ગમ્મત કી, એસા કુચ રોજરોજ હોતા હે ! બના દે, બના દે." ભેળા બ્રહ્મણે લોટ ભેગો લોટ નાંખી. રોટલા ઘડયા. એક રોટલો મીયાજીને મૂકયો ને એક પોતે લીધો. મીયાજી તો રોટલો ઝટ ચપાટી ગયા. બ્રાહ્મણે મીયાજીને વગર માગ્યે બીજો રોટલો આપ્યો. મીયાજી બોલ્યા, "તુમને તો બહોત અચ્છી કી કે મુજકુ બીના માંગકે રોટલા દે દીયા તુમ હમકુ બીના માંગકે ભેજતા હો તો હમ ભી કાયકુ તુમકુ નહિ ભેજે ?" અને તરત જ મીયાએ બ્રાહ્મણના ભાણામાં એક રોટલો નાંખ્યો !

બીચારો બ્રાહ્મણ ભુખે પેટે એકદમ ઉઠી ગયો, અને મીયાજી નીરાંતે બાકીના બધાય રોટલા ચપાટી ગયા.

---

# રૂપાની કુંચી

ચોમાસાનો વખત હતો. રાત અંધારી હતી. વરસાદ મુશળધાર પડતો હતો. વાવાઝોડું પણ સખત હતું. આવે વખતે એક મુસાફર થાકયોપાકયો એક ધરમશાળાપાસે આવી પહોંચ્યો. પણ જુએ તો દરવાજો બંધ ! તેણે સાંકળ ઠોકી અને ધર્મશાળા વાળાને સાદ કર્યો. નોકર આવ્યો અને મિજાજથી બોલ્યો, "અત્યારે કોણ છે ? દરવાજો બંધ છે. કુંચી મારી પાસે નથી. રૂપાની કુંચી હોય તો આપો."

મુસાફરે જોયું કે ધર્મશાળાવાળો દક્ષિણા વગર કાંઇ દરવાજો ઉઘાડે તેમ નથી. તેણે બારણાં નીચેથી એક રૂપીઓ નાંખ્યો. નોકરે દરવાજો ઉઘાડી મુસાફરને અંદર આવવા દીધો. હવે મુસાફરે ઠાવકું મ્હોં રાખીને પેલા નોકરને નમ્ર અવાજે કહ્યું "ભાઇ, જરા મારૂં પોટલું બહાર ઓટલા ઉપર પડયું છે, તે લાવી આપોને." નોકર લાલચની આશાએ બહાર ઓટલા ઉપર ગયો. ત્યાં પોટલું કેવું ? પણ એટલામાં તો મુસાફરે પાછળથી બારણું બંધ કરી દીધું. નોકરે પેલા મુસાફરને દરવાજો ઉઘાડવા કહ્યું. તરત જ મુસાફરે કહ્યું, 'ભાઇ, દરવાજો બંધ છે. કુંચી મારી પાસે નથી. તમારા પાસે રૂપાની કુંચી હોય તો આપો."

ધર્મશાળાવાળો પણ સમજી ગયો કે આ પણ ઉસ્તાદ મળ્યો. છેવટે હમણાં જ ખીસ્સાંમાં પધરાવી દીધેલ રૂપીઓ દરવાજા નીચેથી આપી દેવો પડયો! મુસાફરે તે રૂપીઓ ઉપાડી લઇ ખીસ્સામાં મૂકી પછી જ દરવાજો ઉઘાડયો.

**આનંદધારા ભાગ ૨ સમાપ્ત**